

કવિ શામળભટ્ટ કૃત

# બરાસ કસ્તુરીની વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર સાંકરલાલ બુલાખીદાસ.

ગાંધીરોડ—અમદાવાદ.

આવૃતિ ૨ જી — પ્રત ૨૦૦૦.

સને ૧૯૨૨ — સંવત ૧૯૭૮

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઇએ છાપી રીચીરોડ—અમદાવાદ નં ૧૧૬

કીમત ૦—૮—૦



# બરાસ કસ્તુરાંની વાર્તા.

શ્રી ગણેશાએ નમઃ શ્રી શારદાએ નમઃ

દોહરો.

શ્રી ગણપતી તુજને નમુ, શારદાને લાગુ પાય;
જો ઇષ્ટદેવ કરૂણા કરે. તો ગ્રંથ પુરણ થાય. ૧
ભટ ભૈરવ તુજને નમુ, નમું જુગત અંબાય;
સૌ નવીન કરૂ વીનતી, બ્રહમણુને લાગું પાય. ૨
કરગરૂ હું કરૂણા કરો, મુને કોઇ ન દેશો ખોડ;
તમ દામ તણો હું દાસછું, માગું બેઉ કરજોડ. ૩

છપ્પો—આદ્યશક્તિ તું અંબાય, રંગ સ્વરૂપે કાન્તિ;
દૈત્ય દુષ્ટને પરીતાપ, ભક્ત જનને હોય શાંતિ.
હંસવાહની છે એજ, તેજ પ્રગટ તે તહારૂં;
તુ જડ ચૈતન માંહ, અવતરી ભક્તને સારૂં.
અરી ગંજન સુખ દુઃખ, દાવાદલ કાપી આપી રસ્વતી;
શામળભટ કહે સૌએમળી, શેવો સાચીદેવી સરસ્વતી.

ચોપાઇ—પુર્વદેશ રળીઆમણું ઠામ, કોશંબા નગરીનુ નામ; ચીત્રસેન તેનો રાજન, તેને પેટ નહોતું સંતાન.

રાણી ઘરમાં પ્રભાવતા,તેપણ પુર્ણશીરોમણીસતી; રાણુ તેજતણોઅંબાર,પણ પુત્રવિણ ઝુરેઅપરંપાર,પ્રજાપાળે રૂડી રીત, પુત્ર જેવી રાખે છે પ્રીત; પ્રજા પામે અદકુ સુખ, સ્વપ્નમાહે નહી તેને દુઃખ. ચુગલ ચાડીયા ન હરામખોર, તે ગામમાં મળે નહી કોઇ;કપટ કોઇનામન માં નહી ચડે, ભુત વૈતાળ દ્રષ્ટે નવ પડે.વિયોગ કામજા ણે નહિ તેહ, સુખીછે સર્વ કોઇની દેહ;દંડની કોઇ નજા ણે વાત, દંડ એક સીપાઇને હાથ. એવું નિષ્કંટક છે રા જ, અસત્ય અન્યાય અંતરથી તાજ; પ્રજા પામે અદકુ સુખ, પણ પુત્ર નહિ તેનું બહુ દુઃખ. હોમ યજ્ઞ કીધા ઘણા, દાન દીધાં એમાં શી મણા; એમ ઘણા ઉપાય કીધારાહી, પણ પુત્ર ફળ કાંઇ પામે નહી.પંડિતને પુછયુ રાજન,કેમ પુત્ર થાયે ઉત્પન્ન; પંડિત એવી બોલ્યાવાણ જોઇએ શાસ્ત્ર વેદ પુરાણ. પાંચ લાખ ચિંતામણી કરો, તેથી પુત્ર પ્રગટશે ખરો. પારથીવ કરાવે પાતીક જાય, પુત્રફળ ત્યારે તો થાય. રાજાએ માની તે વાત, પગે લાગ્યો જોડ્યા બે હાથ; તતક્ષણ રાજા હરખ્યો એહ,કહ્યા પ્રમાણે કીધું તેહ. રાજા સુખ પામ્યો તે નેટ ગર્ભ રહ્યો નારીને પેટ; ગર્ભવંતી તો રાણી થઇ, રા જાની તો ચીંતા ગઇ. ઘણું હરખીત તે મનમાં થયા,

અશ્વે ચઢીને અગીયા ગયો; સાગે સકળ સૈન્યા પરત્ર
રી, ચોદશા શેવક રહ્યા તરવરી. દોહરા—જ્યારે સૈન્ય
સહુ આવ્યું સહિ, ત્યારે રાજા બોલ્યા વાણ; હવે અમે
જાશું સહી, તમે પાછા વળો પ્રધાન. રાજા ચાલ્યો એ
કલો, જ્યાં મોટું જંગલ રાન; તે ઠેકાણે પરવર્યા, ઘેર
ગયો પ્રધાન. મધ્યાન કાળ પુર્ણ થયો, તાપે તન પીડા
ય; ત્રસા લાગી અતી ઘણી, તેથી જીવ તલપાપડ થાય.
રાહ માર્ગ સુઝે નહિ, તે જંગલ મોટું જાણ; ત્યાં એક
કૌતક થયું, તે સંભળાવું કાન. એક અપછરા સ્વર્ગ
ની, બેઠી કુંભ વિમાન; અંત્રીક્ષ માર્ગે જાયે સહી,
તેનું નવજાુગશા નામ. તેણે દીઠો રાયને, જંગલમાં ફર
તો જાય; એતો રાજા ચિત્રસેન, એવું જોઇને બોલી
વાણ. જુહાર જુહાર તેણે કર્યો, રાજાને તેણી વાર; તે
રાજા કાંઇ જાણે નહિ, ને ફરતો વન મોઝાર. તે જુહાર
લીધો નહિ, તેણે વિચાર્યું મન; શ્રાપ દીધો તે રાયને
ક્રોધથી કહ્યાં વચન તે રાજા મોટો રાજવી,છે નર ચતુર
સુજાણ; જુહાર મારો લેતો નથી,એવડો શો અભિમાન
એ બાવરો સરખો થઇ રહ્યા, જાય ચોદીશાએ દ્રષ્ટ;મારે,
જુહાર મિથ્યા કર્યો,માટે એને દો ક્રોધ મારો રહેતો
નથી, આજ જણાયું એનું પાપ; મારો જુહાર માન્યો

નહિ, એવડું શું અભિમાન. તમ નારીનો વિજોગ થજો, એમ કહ્યું તે વાર. પણ ખબર રાયને નથી, જે કોણે દીધો શ્રાપ; ત્યાંથી આગળ ચાલીયો સહી, આવ્યો પોતે રાય; તે નગર મધ્યે આવ્યો સહી; સામો આવ્યો પ્રધાન; વાજતે ગાજતે રાયજી, ગયા મંદીરમાં રાજાન

ચોપાઇ—અપસરાએ દીધો શ્રાપ. તે પોતેજાણી નહિ વાત; ગર્ભવંતી તે નારી જેહ, રાજા જોઇને પામ્યો નેહ. ક્ષત્રીલોકમાં એવો ધર્મ, તે રાયને સંભળાવું મર્મ; સગર્ભા નારી થાયજ્યાહરે, સ્વામીતેનેપુછે ત્યાહરે જેનું મન નારીને થાય, તેના સ્વામીને કહેવી હોય; માટે એમ પુછે રાજન, કહો સ્ત્રી તમ શેનું મન. જો મારા મનની પુરો હામ, તોહું કહું તેકરોને કામ; લોહીએ કરીને વાવ ભરાવ, તેમાં તું મુજને નવરાવ. વસ્ત્ર વીના તેમાં ન્હાઉં સહી, એવી મારે મન ઇચ્છા થઇ; તે રાજા સાંભળી વિસ્મે થયો, મનમાં પસ્તાઇને રહ્યો. જો માઠું થયું નારીનું મન, તો કંઇ થશે મોટું વિઘન, તે રાજાથી ના કેમ થાય, ના કહેતો વચનજ જાય. જે કાંઇ ઇશ્વરનો બનાવ, એક વાડીમાં ગોડાવી વાવ; પછી રાએ મન વિચાર્યું, હવે રૂધીર ક્યાંથી ભરૂં. એમાં પાણી ભરવું સહી, પછી બુધ વિચાર્યું તહીં, પાણી માંહી નખાવો પતંગ, ત્યારે

થયો રૂધિર સરખો રંગ, હેતે રાણીને દેખાડયું દ્રષ્ટ, રાજા મનમાં પામ્યો કષ્ટ; રાણીને કહે તત્પર થાઓ, સખીઓ તેડી વાડીમાં જાઓ, જેમ મન થાય તેમ નહાય. રાણીને મન હર્ખ ન માય; રાજાના પેટમાં પડીછે ફાળ, ત્યાં મોકલ્યાછે પાછળ રખવાળ. હરામી દ્રષ્ટીને હરો;જઇ રાણીની રક્ષા કરો,ચોદશ સેવક રહ્યા તરવરી, રાણી વાડી મધ્યે પરવરી. વસ્ત્ર ઉતારી મુકયાં છે બહાર, અંગે ધર્યાછે સોળે શણગાર; શેવક ઉભા છે વાડી બહાર, હાથમાં રહીછે નગ્ન તલવાર. બંદુકો પીસ્તુલો કરમાં ગ્રહી. ઉભા વાડી ઘેરી તહીં; પેલી સખી સઘળી ઉભી બહાર. જળ મધ્યે ઉતરી તે નાર. તેને મનતો રૂધીર સહી, તેમાં ઝીલી રાણી રહી; સુંદર રાણી શોભે સોહાગ, મુસ્તકે વેણી વાસુકી નાગ.તેજ તપે તારૂણીતણું વળી ગર્ભથકી થયું અતિ ઘણું;ઘડી બે ચાર થઇ જયારે. સખી બહારથી બોલી ત્યાહરે;રાણીજી નીકળોને બહાર, ઘણી થઈ ગઇ તમને વાર;રાજાજી જોશે બહુ વાટ, તે કરતા હશે ઉચાટ. ત્યારે રાણી કહે હું ખુશી થાઉં. જાણે આંખો દહાડો નાહું; નીકળ્યાનું મન મને નવ થાય, એવું કહીને તેમાં નાહાય; જો જો રાણી તણી એ ગતી, થાશે થવાનું તે ખબરજ નથી.

દોહરા—રાતે વાવમાં ઝીલે સુંદરી, થઇ ઘટીકા ચાર ત્યારે એક કૌતક થયું, સાંભળો નર ને નાર. એક ગરૂડ ગગને જાતો હતો, તેણે દીઠી નાર; તેણે મન ઉખર છે એવો કર્યો વિચાર. પતંગ રંગ રૂધિર સહી, તેમાં ઝીલે ધરી આનંદ; તેમાં ગૌર કાયા દેખીને; જાણે માંસનો પંડ, શીશ કેશની શોભા શી કહું. જાણે વળગ્યો ભોરંગ; નેત્ર જાણે કાચબા, એવો દિઠો રંગ. તરત લીધી એને ચાંચમાં, ઉડયો લઇ આકાશ; એ ગઇ એ જાય છે, સૌ જોયા કરે ચોપાસ. બંદુક નાળ ઉભી કરી, મારે તડાતડ તિર; સખીયો હાથ ઘશી રહી, સૌએ નયણે ભર્યાં નિર. સૌ ચિત્રામણવત થઇ રહ્યા, સુજે નહિ કાંઈ પેર; સુધ સાન ઉડી ગઇ, નથી જવાતું ઘેર. હવે જવાબ શું દેશું રાયને, એમ થરથર કંપે કાય; એક દ્રષ્ટે ઉચું જુવે સહી, કરયા કરે હાય હાય. વાર ઘણી જ્યારે થઇ, ત્યારે રાય થયા અસ્વાર; થોડા શેવક લઇ કરી, આવ્યા વાડી મોઝાર. દીનમુખ દીઠાં સર્વનાં, ત્યારે પુછે એમ; રાણી મારી કયાં ગઇ, મુખ બોલો નહી કેમ. ડુમો ભરાઝયો સર્વને, મુખે નવ બોલાય; કંઠે રૂંધન થાય સહી, થર થર કંપે કાય. રાજા પણ વિસ્મે થયો, રખે થયું વિઘ્ન, રાણી મારી કયાં ગઇ, એમ પુછે રાજન. કહે

સેવક રાજા સુણો, થયો મહા ઉતપાત; રાણી ઝીલતાં હતાં વાવમાં; કહું સૌ માંડીને વાત, પછે કૌતક મોટું થયું, અ.વ્યો વિનતાનો તન; તેણે લીધી ચાંચમાં, તે લેઇ ઉડયો ગગન. અમે ઉપાય અહકો કરયો, મારયો અતિશે માર; તે અંત્રિક્ષ ઊડી ગયો, તે મેં જોયું કર્યું આ ઠાર. એવું કહેતાં ઝબકી ગયો, રાજા પડયો પૃથ્વી મોઝાર; શ્વાસ નહિ ચેતન નહિ, ત્યાં થઇ રહ્યો હાહાકાર. ત્યાં નગર બધું આવી મળ્યું, આવ્યો પુર પ્રધાન; તે રાજાને ઘણું વિનવે,તોય બોલે નહિ રાજન. ગુલાબ અત્તર તો છાંટયાં ઘણાં, એમ કીધા ઘણા ઉપાય; ચાર ઘડીએ મુર્છા વળી, ત્યારે બોલ્યો રાય. રાણી મારી કયાં ગઇ ? શી થઇ એની પેર;રાણી રણમાં મુકી કરી, શું મોં લઇ જાશું ઘેર.ત્યારે પ્રધાન રાયને પીછવે, વળી નગરલોક તે ઠામ; નગર શેઠ આદે સહી; તે સહુ કરે પ્રણામ. મેં ધાર્યું ને શું થયું, તુટી મારી આશ; મેં પુત્ર મુખ દીઠું નહિ, હું છેક થયો નિરાશ. મહા કલ્પાંત કીધું બહુ,પછી વિચારી પેર; પ્રધાન લોક સહુએ મળી, તેડી લાવ્યા ઘેર.તે દુઃખ અતિશે ભોગવે, મનથી રહે ઉદાસ;સભા મધ્યેબેસે સહિ, પણ મન નારીનીપાસ.

ચોપાઇ—એ વાત એટલેથી રહી, પેલી નારી શી ગત

થઇ; તે ગરૂડ લેઇ ઉડયોતો ગગન, આવ્યો છે એક સો જોજન. એક મોટો પહાડ દીઠો છે તહી, ઉભા ગરૂડ તે ઉપર જઇ; ચાંચમાંથી કાઢી છે નાર, કરવા બેઠો તેનો અહાર, તે ગરૂડેજ્યારે કાઢી બહાર,જુવે તો જીવતી દીઠી નાર; મુકી નારી ઉડયો ગમન, નારી બેઠી ત્યાં કરે રૂદન. ત્યાં અરણ્ય વન તે ભારે સહી, પશુ પંખી કોઇ માનવ નહિ; જળ ફળ ન મળે લગાર, ત્યાં એકલી રૂદન કરે છે નાર, મેં એ કાંઇ માઠો કર્યો વિચાર નાહાવા મન ધ્રુાધું રૂધિર મોઝાર; મારા સ્વામીનો બહુ નેહ, તેમની તજશે હવે એ દેહ. અરે પ્રભુ નોંધારાનો આધાર, ચડે જો વેગે મારિ વાર;તમો ભક્ત દુઃખની સાંભળો વાણુ, તતક્ષણુ રહો તમે ભગવાન.

છપ્પો–પ્રથમ મચ્છા સ્વરૂપ, ભુપ શંખાસુર માર્યો બીજે કચ્છપ રૂપે. ચૌદરત્ન બહાર કહાડયો.ત્રીજે વરાહ સ્વરૂપ, પૃથ્વી ગ્રહિ દહાડે રાખી;હિરણ્યાકશ્યપને તત્કાળ, લજ્યા તેની નવ રાખી.ચોથે નરસિંહ સ્વરૂપ પ્રગટ, પ્રલ્હાદ કાજે ધરી; સ્થંભમાંથી પ્રગટ્યા તહીં,તેના બાપને સાર્યો સહી. પાંચમે પરમેશ્વર રૂપ, વામન થઇ વિશ્વમાં વ્યાપ્યો; એ બાણાસુરનો બાપ, બળી પાતાળે ચાંપ્યો. છઠે ફરશુરામ, ફરશી તે કરમાં લીધી; સહસ્ત્રા-

ર્જુનનો નાશ, પછી પૃથવિ નક્ષત્રી કીધી. સાતમે રામ- ચંદ્રજી થયા, વાંદર ટોળી મેળવી સહિ; સમુદ્રમાં પત્થર તારી, રાજા રાવણ માર્યો જઇ. આઠમે શ્રીકૃષ્ણ અવ- તાર, મનોહર મોહન જેવું; પુર્ણ સોળ અવતાર, ભગતને દરશન દેવું. નવમે બુધ સ્વરૂપ, ધ્યાન એક ચિત માંડી, મારૂ તારૂ નહિ કાંઇ લજ્જા સઉની તરછોડી, દશમે ક- લંકી અવતરી, પૃથ્વિનો પ્રલય કર્યો; વળી ભક્તને કા- રણે, ભોમ મધ્યે અવતર્યો.

ચોપાઇ—એમ નારી કરે રૂદન, કોણ સહાય કરે ભગ, વંત; એમ ત્રણ દિવસને ત્રણ રાત, એકલી રૂદન કરે છે જાત. દિવસ ત્રણ ગયા જ્યાહરે, પછી કામ થયું ત્યાહરે; ત્યાંથી એક જોજનપર તહીં, એક રૂષિનો આશ્રમ છે સહી. ઘેર વિદ્યાર્થી ભણે છે ઘણા, વિદ્યામાં કશી નહિ મણા; તેને ગુરૂએ સોંપ્યું કામ, દર્ભ વીણી લાવો આ ઠામ. પાંચ સાત વિદ્યાર્થ જેહ, દર્ભ વીણવા આવ્યા તેહ; મુખે જપતા ગુરૂનું નામ, આવ્યા નારી બેઠી તી જે ઠામ. તે પહાડ તળે આવ્યા જ્યાહરે, દર્ભ વીણવા માં- ડયા ત્યાહરે; ઝીણે શબ્દે રડે ત્યાં નાર, ત્યારે વિદ્યાર્થિએ કર્યો વિચાર. કાંઇ ભુત પ્રેત ડાકણ છે અહીં, એ કોણ કારણ રડે છે અહીં; પછી હિંમત રાખી સર્વે રહ્યા,

શબ્દ સાંભળી પહાડ ઉપર ગયા. દીઠી નારી નૌતમ વેશ, ત્યારે સૌને પડયો સંદેહ, પુછે સઉમળી સમાચાર; કેમ રૂદન કરે છે નાર. તેણે તેનું કહ્યું વૃત્તાંત, ભાગી તેના મનની ભ્રાંત; ત્યારે વિદ્યાર્થિંને આવી દયા, તેને ગુરૂ પાસે તેડી ગયા. ગુરૂ આગળ સર્વ માંડી કહી વાત, આ નારી સુકોમળ જાત; વળી ગર્ભવંતી નારી સહી, તેના દુઃખનો પારજ નહિ. ત્યારે ગુરૂજીએ દીધી ધીર, મુખ પખાળી પાયું નીર; ભાવતાં કરાવ્યાં ભોજન, પછી રૂષિ બોલ્યા વચન. તમે સુખે રહો અમારે ધામ, તમ હમ પુત્રી કેરે ઠામ; પીયરમાં જણવા આવ્યાં જેમ; તમે મનમાં ચીંતવજો તેમ. હવે દુઃખ માં ધરશો લગાર, સુખે રહો તમારૂં દ્વાર; પછી નારી તે ઠામે રહી, જ્યારે પ્રભુની કૃપા થઈ. સુખ પામીને પહોંચી આશ, એટલે પુર્ણ થયા દશ માસ; શુભ નક્ષત્ર શુભ તીથી સોમવાર, પુત્ર પ્રસવ કર્યો ત્યાં નાર. ઘેરથી વિદ્યાર્થિં આવ્યા જ્યાંહ, ગુરૂને વધામણિ કહી ત્યાંહ; ગુરૂને હર્ખ થયો તેણીવાર, જન્મ અક્ષર કરાવ્યા સાર. પછી પુત્રના કહ્યા સમાચાર, તારા પુત્રના પ્રાક્રમનો નહિ પાર; સકળ વિદ્યા ગુણ પુરણ થશે, પૃથ્વિપતિ એ રાજા થશે.

છપ્પો—કામ સમો તે રૂપ, ભુપ રામચંદ્રજી જેવો; કરણ

-માન દાતાર, મહિમા મહાદેવ જેવો. સ્થિરતા જાણું હેમ, ગંભીર સાગર વખાણું; દાને બળી રાજન, બરાસ એહેકથી જાણું. કીરતિ પુર્ણનિધિ થશે, ગુણે ગણપતસરખો સહી; શામળ કહે શું વર્ણવું, શેષ પાર પામે નહિ. સત્યે જેવો હરિશ્ચંદ્ર, લક્ષ્મિ કુબેરના જેવી; માને માનધાતા તહીં, બુધ ધરતી બને તેવી. વાણી વીદુર વ્યાસ, ખેમાએ પૃથ્વિ કંપે; જોરાવરમાં જોદ્ધ, બાણાવળીમાં બહુ ફાવે. શુર પુરૂષમાં સત્યવાદીઓ, ધિર ધિર ધાતા સહી; શામળ કહે સૌ સાંભળો, એના પ્રાક્રમનો પારજ નહિ.

ચોપાઇ—એમ રૂષિએ કહ્યા પ્રકાર, તે નારીને હરખ અપાર; કહે દીન પ્રતિ તે મોટો થાય; સુંદર વેશ સોહાયે કાય. જેમ બીજનો ચંદ્ર વધે જેમ, કળા કુંવરની વધે તેમ; શરીર સુધ બરાસને ઠામ, માટે બરાસ પાડયું કુંવરનું નામ. દીન દીન પ્રોઢો થયો તે બાળ, ગુરૂ દેખી બહુ આણે વાલ; વરસ પાંચ થયાં જ્યાહરે, ગુરૂએ ભણાવવા માંડયો ત્યાહરે. વણ શીખવી તે વિદ્યા ભણે, ગુઢ અક્ષર અણશિખ્યા ગણે; કાવ્ય કવિત ભાષા ને ભેદ, ગણે સકળ શાસ્ત્રના વેદ. અષ્ટાદશ જોયાં પુરાણ, અમલ કમલ પીંગળ નિવારણ; દુહા ગ્રંથ વ્યાકરણ વિચાર, સંસ્કૃત પાકૃતનો નહિ પાર, વીદ્યારથી સંગ જો

ને જમે, તે માત પિતાને અહકુ ગમે. એમ કરતાં વરસ થયાં છે સાત, પછી થઇ એક કૌતકની વાત. વન મધ્યે કુંવર રમનો ફરે, હરનીશ એકલો જાય બાહરે; તે માતાને હરખ ન માય, પુત્ર દેખીને સુખી થાય. પોતિકા કરનું કંકણુ જેહ, બાળકને રમવા આપ્યું તેહ; તે કંકણુ લઇ રમવા જાય, રમે જમે આણંદ નવ માય.એક દીન વનમાં રમતો બાળ, ત્યાં શું કામ થયુ તત્કાળ; એક વાદી આવ્યો વન મોઝાર, બાળક રમે છે તેને ઠાર; તેણે આવી શું કીધું કામ, મહુઅર વગાડ્યું તેણે ઠામ; ત્યાં મહુઅર નાદ થયો જેટલે, મણીધર નાગ નીકળ્યો તેટલે; તે વૃદ્ધ નાગ પુર તન સહી, મણી મસ્તક ઉપર ચળકી રહી, ફેણ માંડી બેઠો તે ઠામ, બાજીગરે શું કીધું કામ. ઝટ પકડી તેણે ઝાલીયો, પોતીકા કંડીયા માંહે ઘાલીયો. નાગ લઇ ચાલ્યો તેણિવાર, બાળકે મન કર્યો વિચાર; સઘળું બાળકે દીઠું દૃષ્ટ, પામ્યો મનમાં અતિશે કષ્ટ. શુરવીર ધીર રાજાનો તન, તેને દયા આવી બહુ મન; બાજીગરને બોલાવ્યો વળી, તેની પોતે મનમાં કળી. અરે બાજીગર પુછું અમો, આ નાગ લઇ શું કરશો તમો; ... બાજીગર બોલ્યો વાણુ, એ તો મારૂં જીવન પ્રાણુ;

એ નાગ લઈ વસ્તિમાં ફરૂં, ખેલ ખેલાવી ઉદર ભરૂં.
અમારા કુળનો એ વહેવાર, માટે નાગ લીધો આ ઠાર;
ત્યારે બાળક કહે એ મોટું કામ,એમાં જીવ નથી શું રામ?
એનાં સ્ત્રી બાળકને વિજોગ પડે. અલ્યા એથી મુજને
કષ્ટજ પડે માટે મુકી દે આ કામ, કરતું ઉદ્યમ બીજું
કામ; વાદી કહે તું છે અજ્ઞાન, એને નવ મુકું એ મારા
પ્રાણ એ મારી રોજીછે સહી,હાથ આવ્યો હવે મુકુ નહિ;
ત્યારે બાળક બોલ્યો વચન, કેટલું એથી મળશે ધન.
એટલું ધન મુજ પાસેથી લ્યો, પણ એ નાગને મુકીદો;
કહે વાદી તું આપે સર્વથી, પણ એ નાગને મુકવાનો
નથી. એમ કહીને ચાલ્યો સર્વથી, ફરી બાળક બોલ્યો
તે કથી; કંકણ આપું તુજને એહ, લઇ વાદીને દેખા-
ડયું તેહ, સાત પાદશાહી છે મુલ, નહિતર બીજું છે
સમતુલ, હીરા રત્ન છે જડાવ,પુર્ણ માણેક મોતી જડા-
વ. અંધારે થાએ ઉજેશ, તે કંકણ દીઠું ઘણું તેજ;
લલચાયું તે વાદીનું મન, ત્યારે વાદી બોલ્યો વચન.
આ કંકણ જો આપો તમો,તો જુગતે મુકી દઇએ અમો.
દોહરા—ત્યારે બાળકે કંકણ આપીયું,છોડાવ્યો તે નાગ;
તે કંકણ લઇ વાદી ગયો, ભળીયું તેનું ભાગ્ય. વાદી
ત્યાંથી વળ્યો સહી,ત્યારે નાગને થઇ વાચાય,[illegible]

ગ્ય નાહક, તેં કીધી મારી સહાય; જીવતદાન દીધું સહિ, ઉગાર્યો મારો પ્રાણ; હું પ્રસન્ન થયો અતિ ઘણો, કાંઇક માગ માગ વરદાન. ત્યારે બાળક જઈ ચરણે નમ્યો. ત-મને ગમતું જેહ; તે કૃપા કરીને આપીએ, મુજને વહાલુ તેહ. નાગે પછી મન વિચાર્યું, કહ્યું તે બાળકને વચન; એક વેણુ આપ્યું હાથમાં, સાંભળરે સજન. આ વેણુ જ્યારે વાગશે, તેથી મોહ પામશે નર નાર; પશું પંખી ને માનવી, સૌ મોહશે સંસાર, વળી ઘાત ઉપઘાત થાયે નહિ, મુઠ નજર કે ચોટ; વ્યાધિ રોગ વ્યાપે નહિ, નહિ થાય કાંઇ ઉચાટ. વળી દરીયામાં બુડે નહી. વળી અગ્નિ ન બાળે દેહ; વીખ વીપ્રીત ચઢે નહિ, જશ મોંઢે સૌ કહે, ગુણ બુદ્ધીને ચાતુરી, હોશે અપ-રંપાર; તમે સૂર્ય સમર્થ થશો, કોઇથી નવ પામો હાર. વળી કષ્ટ પડે સંભારજો. ધરજો મારૂં ધ્યાન; હું આવી સાહે કરીશ, એમ કહી થયા અંતરધ્યાન. તે નાગ ત્યારે અલોપ થયો, તે બાળકે વાંચારી પેર; પેલી વે-ણુ કરમાં લઈ કરી, આવ્યો પોતાને ઘેર. માતાને વાત માંડી કહી, કહી તાતને વાત; સાંભળી સર્વે પ્ર-સન્ન થયા, હવે થયું કુશળ કલ્યાણ. તે વેણુ લઇને ગાન કરે, મધુર સુર રસાળ; શબ્દ સુણતાં એહનો,

તેથી ઉપજે સઉને વ્હાલ બ્રાહ્મણ તે ભણતા રહે. જોગી રહેવા દે ધ્યાન; વાછરૂ ગાયને ધાવે નહી, જ્યારે કરે તેગાન. ભક્ત ભક્તી ચુકે સહી, ગુણીજન તજે જ્ઞાન; ડાહ્યો નર ડહાપણ તજે, અહંકારી તજે અભીમાન. વઢવાડીઆ લડવાડ તજે, જ્યારે કરે છે ગાન; ચતુર નર ચાતુરી તજે, વીણા શબ્દ સુણી કાન. નારિઓ જે સાંભળે, તરત તજે અભિમાન; શબ્દ જે કોઇ સાંભળે સર્વે ભુલે ભાન.

ચોપાઇ—એ વાત તો અહિંથી રહી, પણ રાજાની શી ગત થઇ; નારી ગઈ નિશ્ચે જાણ, રાજાએ તજવા ધાર્યા પ્રાણ તેમ કરતાં વિત્યાં વરસ સાત, ત્યારે રાજા કહે પ્રધાનને વાત; વરસ સાત થયાં સર્વથી, હજી નારીની કંઇ ભાળજ નથી. માટે મારે હવે તજવા પ્રાણ, ત્યારે કહી પ્રધાને વાણ; કાલે રાણિ તમારી આવશે, દુઃખ જશે ને સુખજ થશે. માટે ધીરજ રાખો મન, એવું પ્રધાને કહ્યું વચન; રાતે રાજા સુતો જ્યાહરે, શુભ સ્વપ્ન થયું ત્યાહરે; જાણે પાસે બેઠી છે નાર, પુત્ર ખોળામાં છે નિરધાર; તે નારી બોલી એવું વચન, સાંભળો મારા સ્વામિન; મને માઠી મત ઉપની જ્યાહરે, હું દુઃખ ઘણું પામી ત્યાહરે. હવે તમે મળ્યા

સ્વામિન, એમ કહી દીધું આલીંગન; કંઠે ભરાવ્યા બેહ હાથ, સ્પર્શ કર્યો સ્વામીની સાથ. ત્યારે રાજાએ બોલજ કહ્યા, તારા વિના બહુ દુઃખીયા થયા; તેમ કહી દીધું આલીંગન, એટલે ઉઘડી ગયાં લોચન. પ્રાતઃકાળ થયો જ્યાહરે, નીતકર્મ કીધું ત્યાહરે; કપડાં સુંદર પહેર્યાં સાર, આવી બેઠા સભા મોઝાર. એટલે આવ્યું પુર પ્રધાન, રાજાએ દીધું બહુ માન; પેલું સ્વપ્ન દીઠું જેહ, પ્રધાન આગળ સર્વ માંડી કહ્યું તેહ ત્યારે પ્રધાન કહે સાંભળરે રાય, હવે થોડા દિવસમાં ચીંતા જાય. રાજા કહે ફરકે જમણુ લોચન, તેવું સાંભળી થયો પ્રસન્ન, હવે તે વાત અહીંથી રહી, પેલો વાદી કંકણુ લાવ્યો તહીં; ફરતો ફરતો દેશ વિદેશ, તે નગરમાં કીધો પ્રવેશ. તે બાજીગરે વિચાર્યું મન, તેને વેચીને લેઉં ધન; તે કંકણનું મુલ કોણ કહે. રાજા વિના તે કોણજ લહે. આ તો મોટા છે રાજન, તે કંકણુ લઇ આપશે ધન; તે પોતે સભામાં ગયો, કર જોડીને ઉભો રહ્યો. ત્યારે રાજા બોલ્યા તેની સાથ, કહે ભાઇ તારી શી છે વાત? ત્યારે તે કંકણુ કહાડયું બહાર, આપ્યું રાજાના કર મોઝાર. આ કંકણુ વેચવું છે માહરે જો મુલ આપી લેવું હોય તાહરે; રાજાએ કંકણુ લીધું હાથ

ઘણું હરખ્યો તે મનડા સાથ. આ કંકણ તોમારૂં એહ રાણી કર સોહાવ્યું તેહ; હવે ભાઇ કહે તું સાચી વાત, કંકણ કયાંથી આવ્યું હાથ. કોઇએ આપ્યું કે વાટે પડયું, એ કંકણ તને કયાંથી જડયું? ત્યારે તેણે કહી સૌ વાત. અથ ઇતિ માંડી કહી ખ્યાત. હું દુર પંથ, ગયો તો જાણ. એક બાળક સુંદર રમતો અજાણ; મહા મનોહર તેનું રૂપ, જાણે કોઇ પૃથ્વિનો ભુપ. મારા કુળનો ઉદ્યમ જેહ, મેં કરવા માંડયો તો તેહ; મહિઅર વગાડયું મેં જ્યાહરે, એક મણીધર નાગ નીકળ્યો ત્યાહરે; હું તે લઇને વળ્યો જેટલે, તે બાળક બોલ્યો તેટલે; તેણે કહ્યું આ કંકણ લ્યો, નાગ પકડેલો મુકી દ્યો; મેં કંકણ લીધું હાથમાં, સર્પ મુકયો તેના સાથમાં; તે બાળક મુકાવી ગયો, હું પણ મારે પંથે થયો. હું દેશ દેશાવરે ફર્યો સહી. પણ કોઇએ કંકણ લીધું નહિ; ભારે મુલ તે કેમ અપાય, એ કંકણ તે કેમ લેવાય.તમારૂં સાંભળી મોટું નામ, જાણ્યું અહીં થશે મારૂં કામ; એવું જાણી ને આવ્યો અહીં, ખપ હોય તો રાખો સહી.

દુહા—વાત જ્યારે એવી કહી, ચમકયો તે રાજન; પ્રધાન હવે તમે સાંભળો, એમ કહે રાજા વચન. ત્યાં શોધ કાઢો સહી, મળશે પુત્રને નાર; દ્રવ્ય અનગળ

લ્યો તમો, જાઓ તે વન મોઝાર. કહેતામાં સેવક સજ થયા, ને સજ થયો પ્રધાન; તે વાદીને સાથે લીધો, ચાલ્યો કરી પ્રણામ, વાટ ઘાટ વાસો રહે, દરમજલ તે જાય; પછી ઘણા એક દિવસે, આવ્યા તે વન માંય. કહે વાદી સુણો પ્રધાન, અહીં બાળક રમતો તો તેહ નાગ મુકાવ્યો માહરો, કંકણ આપ્યું જેહ. પ્રધાને એવું સાંભળી, સૈન્ય ઉતાર્યું ત્યાંય; પછી પોતે ઘોડે ચડયો, જુવે કુંવરની ભાળ, બધું વન શોધી વળ્યો, નવ દીઠો તે બાળ; રાત પડી છે જાહરે, પાછો આવ્યો સેન મોઝાર.

ચોપાઇ—બીજે દિવસ થયો જ્યાહરે, તે બાળક વનમા આવ્યો ત્યાહરે, વીણા કરમાં ઝાલી જાણ; મધુર શબ્દે કરે છે ગાન. હાથી ઘોડા ઊંટજ સહી, સૈ એક દૃષ્ટિએ જુવે છે તહીં; હય દળ પાળા ને પ્રધાન, સર્વે માંડી રહ્યાં છે કાન.

દોહરા—બાજીગર કહે પ્રધાન સુણો, મુને કંકણ આપ્યું તન, તે બાળક તો એજ છે. સાચું માનો વચન. પ્રધાન બોલ્યો તે સમે, સાંભળરે તું બાળ; તારૂં ગાન પુરું સાચું, તને દેખી ઉપજે વહાલ. કુંવર પાસે આવીને, તે બોલ્યો મુખ વાણ; કોણ દેશનો તું અધિપતી, કેમ આવ્યો તું રાન, કટક કેમ ઉપર ચડયું, તે કહોને સાચી વાણ; વગર મોતે માર્યા જશો, જો કરશો કાઇ તાણ

છે ગામ; આ વનમાં એકલાં કેમ અહીં. આ જંગલ છે વસ્તી કેમ નહીં. એવી વાત કહી જ્યાહરે, તેની માતા બોલી ત્યાહરે; સાચું કહું રે મારા તન, આજ તારૂં મનાણું મન. કોસંબા નગરી પરમવિશાળ, ત્યાં તો ચિત્રસેન ભુપાળ; તે રાયની હું રાણી છું સહી, વિજોગ પડયો ને આવી અહીં. વિત્યાં વાત કરતાં વરસ સાત; હજી ખબર નથી સાક્ષાત; આવ્યો છે આપણો પ્રધાન, લાવલશ્કર લેઇને જાણ. કુંવરે એમ કહ્યું જેટલે, બારણે સેવક આવ્યો તેટલે; એટલે આવ્યો પોતે પ્રધાન, રાણીએ દીધાં બહુ માન. પોતીકો પ્રધાન દીઠો જ્યાહરે, નેત્ર નીર વહ્યાં ત્યાહરે; તે ઋષિને વાત સર્વે કહી, ખરં વાત ઋષિને મન થઇ. પ્રધાન કહે વિદાય કીજીએ, જઇ વધામણી અમારી દીજીએ; ત્યારે રૂષિજી કહે તત્પર થાઓ, સુખે તમારે દેશ જાઓ. પ્રધાન કરગરી લાગ્યો પાય, તમે અમારી કીધી સહાય; રાણી ચરણ લાગી જઇ, આજ્ઞા આપી પીતાજીએ તહીં. આશીશ વચન લેઇ મુસ્તક ધર્યું, તત્ક્ષણ સેનને તત્પર કર્યું; નોબત નગારાં ગડગડે, ઢોલ દદામા ત્યાં ગડગડે. હાથીપર મેઘાડંબર સાર, તેપર બેઠો રાજકુમાર; પ્રધાન તેને ચમર કરે. નીશાન તેઉપર ફરફરે; રૂષી થોડે વળાવા ગયા, પછી વિદ્યાર્થિ સહિત પાછા વળ્યા; પચરંગી સેન સૌ જાણ

જાણે સ્વર્ગતણો રાજાન. સમીપે નગરી આવી સહી, વધામણી આગળથી થઇ, સાંભળજો ચિત્રસેન રાજન, આવી રાણી આવ્યો તન. સાંભળતામાં તૈયાર થયો, સેના લઇ પોતે સામો ગયો;મોતીએ થાળ ભરાવી સહી. તે રાજાએ કરમાં ગ્રહી. પુત્રે પીતા દીઠા જ્યાહરે, ત્યાંથી હેઠા ઉતર્યો ત્યાહરે; મોતીડે વધાવ્યો તન, ખોળે બેસાડી પુછે રાજન, માથે હાથ ફેરવી કહે મારા તન, હરખ ધરી કીધું ચુંબન; પ્રેમનાં આંસુ નેત્રથી વહી, એક એકની વિગત કહી. પાછી સેના તત્પર થઇ, નગર મધ્યે તે તો ગઇ; મેઘાડંબર ઉપર બેઠા રાજન, ખોળામાં લીધો છે તન. પ્રધાન પોતે ચમરજ કરે, એ રીતે નગરીમાં ફરે;પુરલોક જોવાને જાય. અતિ આનંદ હરખ ન માય. રાજાનો નીરખે છે તન; હરખે સૌ લોકોનાં મન; ભાટ બંદીજન કરે પોકાર, તેજશ ઘણો કરેછેવિસ્તાર. પેહોંચ્યો રાજભુવન જ્યાહરે, સભામધ્યે બેઠા ત્યાહરે; રાજા દે જાચકને દાન, માગણનેત્યાં દેછે માન. વધામણી વહેંચી છે ઘણી, શી શોભા કહું તે તણી; વાદીને કીધો વિદાય, ઘણું દ્રવ્ય આપ્યું તેરાય. પછી જાતીકર્મ કુંવરની કરી, ઘણો હરખ તે મનમાં ધરી; પુત્ર શોભે છે સુંદર કાય; જાણે આભમાંહે ચંદ્રમાય. વેણા લઇ કરે છે ગાન સઉ માંડી રહે છે ત્યાં કાન.

છપ્પો—ચૌદ વિદ્યા ગુણ જાણ, પ્રમાણ ના પમે કીધે; બુધ બત્રીસે લક્ષણ; પ્રેમરસ પ્રીતે પીધો. અતિપે કોમળ અંગ; રંગ રૂડા શોભે અંગે, બેહેક બેહેક બહુ વાસ; સુગંધી તેસ ગે; કળા બોહોતેરી બુધ, ચઇતન્ય ચિત્ત સાંહે ઘણું: સામળભટ સાચું કહે; વર્ણન કરું શું તે તણું શાસ્ત્ર પુરાણ ને વેદ; કુંવર ભણે છે પાઠે; કરી ... માંય ના રંગ, શું કહું તેનો ઠાઠે; દુહા ગાથાના ભેદ સસ્કૃત પ્રાકૃત પ્રમાણે; કામણ મોહનને વશીકરણ; ... વ્યાકરણ ને જાણે; શુદ્ધ વીર ને ધીર ઘણો; કામ ... ને રૂપ છે; અરાસ નામ છે તે તણું; તે પૃથ્વીપતિ બુધ છે.

દુહા—તેનામાં માઠગ અતિ ઘણું; કહેતાં ન આવે તેહ; વજીર તણો એક કુંવર છે; તે સાથે બહુ સ્નેહ. ઘડી અળગા તે રહેતા નથી, હરનીશ બેઉ જોડ; ગુણ લક્ષણ સમોવડ સહી; નહી ખાંપણ કે ખોડ. ગુણ સ્વભાવના એ બન્યા; તે રાખે રૂડી રીત; અરાસ કુંવર જે રાયનો; તે સાથે બહુ પ્રીત. જમવું ખાવું એકઠું; સુવું એકઠાં સેજ; સુખ દુઃખ એકએકને કહે; માંહો માંહે બહુ હેત મૃગીયા રમવા સંચરે; બે જણ થઈ અસવાર; તે વન મધ્યે જઇ ફરે; લાવે રોજ શીકાર; તે વનમાં કામ કેવું કરે. વેણા વગાડે હાથ; પછી શીકાર કરી અને, જાતે પોતાની સાથ. હાથી જુથ મળે ઘણાં, સાંભળવાને ગાન

હાલ્યા ચાલ્યાની ગતી નહીં, ધરી રહે સૌ ધ્યાન. પછી પકડીને પલકમાં; લાવે નગર મોઝાર; અહરનીશઆનંદ કરે, લાવે રાજન શીકાર. દેશદેશ ચાલી વાર્તા, જે કે બરાસ રાજન; એના પ્રાક્રમને પહોંચે નહીં; એવો ચીત્રસેનનો તન; માગાં આવે દેશ દેશનાં, જેને ઘેર કન્યા સાર; કુંવરનું મન નથી માનતું; સૌ કહે નાકર. ત્યારે તાત કહેછે પુત્રને, પરણો કન્યા રૂડી પેર, પુત્ર કહે પિતા સુણો; મારે પરણવાની નથી નાય; જ્યારે અમ મન માનશે; ત્યારે કહીશું હાય; ત્યારે રાજા બોલ્યો નહીં; મીત્ર બિછવે વાત. ભાઇ પરણ્યાની ના કહો; એ રૂડો નહિ વહુવાર. પરણો કન્યા રાયની. સુંદર ચતુરસુજાણ તવ કુંવર મન એમ કહે. મિત્રને સાચી જાણ

ચોપાઇ—રાજકુંવર કહે સાંભળ મીત્ર; તારી બુદ્ધી પરમ પવિત્ર; ચતુર ગુણ લક્ષણ ભંડાર; એવી જ્યારે મળશે નાર. ત્યારે અમે પરણશું સહી; તે વ. પરણવાનો નહીં; ત્યારે સાર કહીને મિત્રજ રહ્યો; ફરી બોલ રાજાએ નવ કહ્યો. તે કુંવરને વરસ થયાંછે બાર. પછી શો થયો પ્રકાર; નીત્ય શિકારે જાયે સહી; શું કામ કરે છે ત્યાં રહી. ગોફણનો લાગ્યો છે ખ્યાલ; તેથી આણે પશુનો કાળ; એમ થોડા દીવસ થયા જ્યારે; પછી શું કૌતક થયું ત્યાહરે. વજીર કુંવર રાજાનો તન,

રમવા આવ્યા મૃગયા વન; ગોફણનો તો મારે માર કરે પશુ તણો સંહાર. કુંવર પંથ ગયોછે બહુ; કથા તે વિસ્તારી કહું; એક તપસ્વી બેઠો કરે; ધ્યાન મન ઇશ્વરનું ધરે. તેને ગોફણ વાગી તે દીસ; નીકળ્યું રૂધીરને ફાટયું શીશ; અરે અરે કરે પોકાર; એ કોણ દુષ્ટ મને મારનાર, વજીર રાય ત્યાં બે જણ ગયા; જોઇ પેલાને ઓશીઆળા થયા. આસનાવાસના કીધી ઘણી; સ્તુતી કીધી તપસ્વીતણી;બહુ અમથીથયો અન્યાય;તે તમારે કરવો ક્ષમાય; બેહુ જણ મન પસ્તાવો કરે; કરગરે ને ખોળા પાથરે. ત્યારે તપસ્વી બોલ્યા વચન; રાજકુંવર તું કોનો તન; કોસંબા નગરીનો ઘણી જેની કીરતી જગતમાં ઘણી. જે ચીત્રસેન કહીયે રાય; તે અમારા પીતા થાય; તેનો બરાસ કુંવર મુજ નામ; રમુ વનમાં મૃગીયાને કામ. એવી તપસ્વીએ સાંભળી પેર; ઉતરી ગયું તપસીને ઝેર; અરે કુંવર તમને નવ ઘટે; તેમાં તમારૂં માનજ ઘટે. જો બીજો હોતતો દેતજ શાપ; રાજકુંવર જાણી કરૂં છું માફ; જો તું રાખે એવડું જોર;આ વનમાં આવી કરે છે શોર; સેજમાં વાત તે કીધી મુને; હું બળીઓ કયારે જાણું તુને; કસ્તુર શોભાવતિ કહેવાય; દરીઆપાર નગરી તે ત્યાંય; ત્યાંનો કપુરસેન રાજન; કપુરાવતી નારીનું નામ; તેને કસ્તુરાવતી તન.

રૂપે જાણે છે રતન; સવાશેર કસ્તુરી ચોળી નાહાય; ઘણા રાજા તેને મન ચાહાય; કોઇને તે લાવે નહીં મન. અહંકાર ઘણો તેને તન. તેવી કોઈ નહીં સુંદર નાર; ત્રીલોકમાં પૃથ્વી સંસાર; દેવતાને મન વરવાનું થાય; પણ તે નારી કોઇને નવ ચહાય. જેગી જંગલનાં મન ચળે; તેવી નારી ભાગ્યેજ મળે; એનું મુખ જોઇ ચંદ્ર લજવાય; તે જઇ છુપે આભજ માંય; એની વેણી વાસુગી નાગ સમાન; તેણે કીધો પોતા નો ઠામ; તેનો કર જોઇ કમલ લજવાય; તેથી રહે તે જળની માંય. તેથી ભ્રકુટી કમાન આકાર; નેત્ર ભર્યા છે રસ પ્રકાર. નાશીકા શુક ચાંચ પ્રમાણ. કપાળ જાણે ઉગ્યો ભાણ; દંત જાણે દાડમની કળી; વાણિ મધુરી મિઠી ગળી; હસતાં ખાડા પડે છે ગાલ; મુખડું જાણે લાલ ગુલાલ. પેટ પોચણવત પાતળુ; નાભીકમળ સોભે અતીઘણું; કટી સિંહના સરખી રંભ, જંઘા જાણે કેળનાસ્થંભ. ચાલ ચાલે છે ગજગતી; તેવી નારી પૃથ્વીમાં નથી. ને કન્યા પરણે જ્યાહરે; તને જેરાવર જાણું ત્યાહરે. સાંભળી એવી તપસીની વાણ; વિહ્વળ કીધો રાજાનો પ્રાણ; મોહબાણ વાગ્યાં તે ઠામ; બોલ્યા મિત્ર સાથે તે વાણ. તમો તમારે ભોવન પરવરો; અમારી આશા રખે કરો;એ નારી પરણીશું જ્યાહરે; પછી મંદીર આવું ત્યાહરે.જે નારી એ

મળશે નહીં; તો પણ તજશું સહી; આ અવતાર ધર્યો નારી માટ, એવો મનમાં ઘડીઓ ઘાટ.

દુહા—ત્યારે વજીર સુત વાણી વદે;સાંભળ રાજકુમાર તમને મુકી પાછો વળું;ધીક્ધીક મુજ અવતાર.આ તન મન ધન તાહરૂં; હું તારો ચાકર જાણ;તમો પાછા મને મો-કો, તે તમને ઘટે ન મમાણ.

છપ્પો—મિત્રનો એ વહેવાર; તે દુખીએ એ દુ[illegible]; મિત્રનો એ વહેવાર; તે સુખીએ એ સુખીઓ. [illegible] એ વહેવાર; સાથે બંધને ફરવું; મીત્રનો એ [illegible]; મન મુકીને મળવું; મીત્રનો એ વહેવાર; ભ્રાંત [illegible] નવ રાખે; મીત્રનો એ વહેવાર, સર્વ વસ્તુ [illegible] ચાખે. મિત્ર તેને તો જાણીએ. જે વાટ ઘાટ સાથે [illegible]; સુખ દુખ આવિ મળે. એક ક્ષણ અળગા નહીં [illegible] મ-ત્રને ધીક્કાર; મન વિના જે મળવું; તે મિત્રને [illegible]; શું નમન ના કરવું; તે મિત્રને ધીક્કાર;દુઃખ [illegible] ફરે; તે મિત્રને ધિક્કાર; પાપ થકી જે નવ [illegible]; તે મિત્રને ધીક્કાર; બોલ્યો બોલ ન સાંખે; તે મિત્રને ધિક્કાર; [illegible]તમાં જુઠું ભાખે; તેવા મિત્ર શા કામના; જરીન [illegible] સ્નેહ ધરે; સાંભળ ભટ સાચું કહે; મન મળ્યું [illegible] અંતર કહે.

ચોપાઇ–માટે માનો મારી વાત, હું આવું તમારિ સાથ; બે જણ ઘોડે થયા અસવાર, ચાલ્યા અરણ્ય વન મોઝાર. અઘોર વનમાં ચાલ્યા જાય, કોઇને નવ ગણે લેખા માંય; પહાડ પર્વત ડુંગર પ્રચંડ, ટીંબા ટેકરા પ્રૌઢ અખંડ નદી નાળાં આવી ગુફાય, રસ્તો માર્ગ નવ જણાય; ખેર ખાખર ખરસાર ને તાડ, શીશોળીયાં ને ભેટ હાડ બાવળીયા બોરડીને કંથેર, ઝાડ ઝંખન સુઝે કેઇ પેર; તે મધે હરણાં દેતા ફાળ, બોકડે જંબુક સસલાં શીયાળ, વાઘ વરૂ ચીત્તા છે ઘણા, સુવર રોઝ સીંહની નહિ મણા; હવે વન દીઠું છે વામ, મહાભયંકર વસ્તીછે વિશ્રામ. ત્યાં બીવા લાગ્યા બને સહી. જવા આવવાનો માર્ગ નહીં; એમ વીત્યા દીનને [illegible] રત્ન, [illegible] અશ્વ [illegible] જાત [illegible] હાંકે [illegible] ત્યાહરે, એક [illegible] વન દીઠું ત્યાહરે; [illegible] નરના જાએ પ્રાણ. પશુ સુરવીર [illegible] દીઠું જ્યાહરે, મન [illegible] થયા ત્યાહરે; ફર્યા [illegible] બાર [illegible] અઢાર, [illegible] સુગંધી છે અપાર. વાડ વન ચારોળી તણાં; અખરોટ પસ્તાં બદામ ઘણાં; દ્રાખ માંડવા છે ઠામોઠામ, આંબુ જાંબુ એલચીનાં વન. દમરો મરવો કેતકીના વળી, ગુલાબ, માલતી બહેકે ઘણી; દાડમડી જમરૂખ ને સીતાફળી, લવીંગ લતા રહી છે ઢળી. કેળના સ્થંભ ઓળ

ઓળ, વીધવીધ પંખી કરે કલ્લોલ; જાતંતરી જાયફળનાં ભક્ષ, નાળીએરી નારંગી દ્રાક્ષ. શુક સારીકા ચકોર, કોયલ મેના મધુરા મોર; ભમર ગુંજાર કરે છે ઘણા, શોર કલ્લોલ થાએ નહિ મણા. તે ઠામે એ આવ્યા વીર, ત્યારે મનમાં આવી ધીર; દેખી વન બહુ હરખે ભર્યા, ત્યારે અશ્વ થકી હેઠે ઉતર્યા.

દુહા—વીસ દહાડા એમ વહી ગયા, અશ્વ ઉપર અસ્વાર; એકવીસમે દહાડે ઉતર્યા, અસ્વ બાંધ્યા તે ઠાર. મુખ પખાલણ કીધું સહી, તેમાં કીધું સ્નાન; નિતકર્મ પોતે કર્યું, આપ્યાં સુરજને દાન. આસનાવાસના અસ્વની કરી, નિર્યા ચાર ને નીર; નાનાં ફળ ભક્ષણ કર્યું. શુદ્ધ થયાં શરીર. શીતળ વાયુ આવે અતી, લાવે સુગંધી અપાર; સુતાં સુખપામ્યા બે ઘણું. નીંદ્રા આવી ને ઠાર.

ચોપાઇ—બીજા દીનનો થયો પ્રભાત, સુતા ઉઠયા બેઉ જણ સાથ, વળી ત્યાં કીધું અસ્નાન, સુરજને દીધાં અર્ઘ દાન. ફળ તણા કીધા અહાર, પાછા અસ્વે થયા અસ્વાર; વળી ખેડ ખેડ કરતા જાય. કોઇને ગણે નહીં લેખામાંય એક દેશ મુકીને બીજે લે, પડે નીશા ત્યાં વાસો રહે; રાજકુંવર તવ બોલ્યો વાણ, સાંભળ રાજકુંવર ગુણવાન, ઘર મુકયાને થયા ત્રણ માસ, તોએ આ પણી નવ પોતી આશ; હવે દેહ તજુ સર્વથી, મને

કસ્તુરાવતી મળવાની નથી. ત્યારે બોલ્યા શીલસ્વભાવના વીર. રાખો આપ રૂદેમાં ધીર; આપણે કસ્તુરાવતિને મળશું સહી, તે વાતમાં તો સંદેહ નહીં; વળી એમ કહીને ચાલ્યા જાય, આવ્યા અઘોર વનની માંય.

દુહા—એમ વિચાર કરતાં સંચરે, આવી વસમી વાટ; ભયભીત વાહળ ઘણું, મનમાં ઘણો ઉચાટ. એમ કરતાં ત્રણ દીવસ થયા, પછી શું થયું કામ; એક વડ ગંભીરાં સહી, ઉતર્યા તેણે ઠામ. વડ થડે ઘોડા બાંધીયા, ત્યા સુતા બંને વીર; ધીરતા ધીર રાખી ઘણું, ને સુખીય, થયા શરીર. નીંદ્રા કીધી બેઉ જણે, વેગે ગઇ મધ્યરાત; ત્યાર પછી શું નીપજ્યું, કહું વિસ્તારી વાત. સ્વપ્ન આવ્યું એક રાયને, દીઠા પુરૂષ ત્યાં ત્રણ;છત્રીસે આયુધ અંગે ધર્યા, તે બોલ્યા મુખ વચન. ચિંતા કર નહી અધિપતિ. થાશે તારૂં કામ; તને કસ્તુરાવતી મળશે સહી, જશો કપુરાવતિ ગામ આજથી ચોથે દીવસે આવશે આશાવરી ગામ; ત્યાં તમે સુખ પામશો, એવુ આશાવરી તેનું નામ. ત્યાં તમો સુખીયા થશો, જડશે કપુરસ ગામની ભાળ; પછી કસ્તુરાવતી મળશે સહી એમ કહ્યું તત્કાળ. એમ કહી પુરૂષ ગયા, ઝબકી જાગ્યે રાજન; પેલા પુરૂષ દીઠા નહી, પડયો વિચાર બહુ મન એટલે વજીર સુત જાગીયો. બોલ્યો મુખ વચન. તને

શું વિચારો રાયજી, કેમ વિચાર વશ પડયા પ્રાણ; રાજકુંવર તવ બોલીયો, સાંભળ વાત પ્રમાણ. સ્વપ્ન એક આવ્યું મને, પુરૂષ આવ્યાતા ત્રણ; પ્રગટ વાત તે કહી ગયા, વિચારી જોને મન. આજથી ચોથે દહાડસે, આવશે આશાવરી ગામ; કામ તમારૂં ત્યાં થશે, પહોંચશે મનની હામ. એમ કહી ગયા એટલે, ઉઘડીયાં લોચન એવી વાત તે કહી ગયા, સાચું કે જુઠું સ્વપ્ન; ત્યારે વજીર સુત બોલીયો. અશ્વે થાઓ અસવાર; જેને તે જણાશે સહી, કર્તા હર્તા કીરતાર. એમ કહી અસ્વ બેઠીયા, ચાલ્યા ચતુરસુજાણ; ત્રણ દીવસ એમ વહી ગયા; ખુશી થયા તવ જાણ.

ચોપાઇ—ચોથો દિવસ થયો જ્યારે, આશાવરી ગામ આવ્યું ત્યારે; નગર સુંદર દીઠું તહીં, દરવાજે દરવાન બેઠો સહી, જઇ ઉભા બંને ને ઠામ, ત્યારે દરવાને કર્યો પ્રણામ; બોલ્યો તવ રજાનો તન, કહો, દરવાન સત્ય વચન. આ નગરનું શું છે નામ, કોણ અહીંનો રાજન. પણ દરવાન બોલ નહીં મુખ, ધાર્યું નારી અંતરમાં દુઃખ; રાજાને પુછે વજીર, કાંરે બોલનો નહીં અધીર; આ નગરનું નામ શું કહેવાય, આ ગામનો કોણ છે રાય? તોએ કોઇ બોલે નહીં વળ્યું, વજીર રાય અચંબો પામ્યું;

ત્યાં તેવે દીઠો પ્રકાર, સુંદર મહેલ ચીત્રામણ સાર. છજાં ગોખસા વાડી સહી, મેડી મહેલની શોભા કહિ; વાડી કુપ તળાવ ને વાવ, નગર જોતાં ઉપજે છે ભાવ. નગરની શોભા અપરંપાર, ભર્યા દ્રવ્ય લક્ષ્મી ભંડાર; પણ વસ્તી ઝાઝી નથી સહી, કોઇ કોઇ માણસ ફરે છે તહીં. ખાંચા ખુંચી ગલી ને પોળ, જોઇ મોહોલાની ઓળખાળ; કોઇ ઠેકાણે પુરૂષ મળે. કોઇ ઠેકાણે નારી પાણી ભરે. તેને જઇ પુછે રાજન, કોઇ બોલે નહીં વચન; તે જોઇ મન અચરત થાય, એ તે કારણ શું કહેવાય? બે જણ મનમાં કરે વિચાર, પછી આવ્યા જય રાજકુમાર; બજાર મધે આવ્યા સહી, તેની શોભા અપાર જ નહીં. નેસ્તી ઘાંચી તંબોળી સાર, કંદોઇ કાપુસાર સોની સાર; દોશીની દુકાન હારોહાર, નાણાવટી પણ અપરંપાર. વેપારીએ વેપારજ કરે, ગામમાં લોક ફરે ને હરે; પણ ન મુખે બોલે વાત; સમશાએ સૌ બતાવે હાથ, રાજા સર્વને પુછે જઇ, કોઇ મોઢેથી બોલે ક્યાંહી લેવાની જેને ઇચ્છા થાય, તે તેની દુકાને જાય. જે વસ્તુ જોઇતી તેહ; શમશાએ બતાવે તેહ; મોઢેથી બોલવાની નાય, રાજા એમને વીસ્મે થાય બજારમાં ત્યાં ચર્ચા જોય, બોલતું દીઠું નહીં કોય; ત્યાંથી આઘા ચાલ્યા જાય, રાજ મંદીર આવ્યો ત્યાંય. ત્યાં છડીદાર ઉભા છે હાથ; જે-

છીકા લઇ કર મોઝાર; રાજકુંવરે જવા માંડયું જેટલે, જેષ્ટીકા આડી ધરી તેટલે; બે જણ ઉભા ચોકીદાર, તેણે અટકાવ્યો રાજકુમાર. જેષ્ટીકા તેણે આડી ધરી, પણ મુખે નહીં બોલ્યો જરી; તેમાંથી એક ઉભો રહ્યો, બીજો મહેલ માંહે ગયો. પાછો તે આવ્યો જ્યાહરે, પેલી લાકડી પાછી લીધી ત્યાહરે; તે બે જણ સભામાં ગયા, જઇ કચેરીમાં ઉભા રહ્યા. ત્યાં બેઠા છે પંડિત પ્રધાન, તે કચેરી શોભાયમાન; ગુણકા નૃત્ય કરે તે ઠાર, પણ મુખ નવ બોલે લગાર. હાવ ભાવ કરે અતી ઘણા. હાથના ચાળામાં નહીં મણા; પણ મુખે નવ બોલે ફરે, તે માણસ સૌ જોયા કરે. રાજા બેઠો સીંહાસન, અર્ધાંગે સ્ત્રી તે રૂપ રતન; પેલા બે જણ દીઠા જ્યાહરે, આશ્વાસ કરી ત્યાહરે; તમો રાજકુંવર આવ્યા છો સહી, અમારા ભાગ્યનો પારજ નહીં પછી સેવકને કર્યો ફરમાન, એની ચાકરી કરોની આજ; નારી અર્ધાંગે હતી જેહ, તેને આગના દીધી તેહ. તે તમો જાઓ ઘરમાં નાર; રસોઇ સામગ્રી કરો તૈયાર; તે રાજા વજીર બે જોઇ રહ્યા, પછે બોલ પોતે ત્યાં કહ્યા. પેલી નારી ઉઠી બેઠી થઇ; પણ મહોડેથી કાંઇ બોલી નહીં, પહેરેલા અંગે સોળે શણગાર; તે નારી રંભાનો અવતાર.

દુહા—રાજકુંવર ત્યારે બોલીઓ, સાંભળરે રાજન. આ ગામ બધું નીરખીયુ, વીપ્રીત દીઠું મન. મુખે કોઇ બોલતું નથી, પશુ પંખી માનવ જન; સભા બધી જોઈ સહી; પણ કોઈ નથી બોલતું વચન. તમોને દિઠા બોલતાં, સાંભળો એ મોટો સંદેહ; આ મોહોડે કોઇ બોલતું નથી, શું છે કારણ તેહ. તારે રાજા કહે સાંભળો, પછી મનાવશું મન; સંદેહ મનના ભાગીશું તમતણો, પ્રથમ કરો ભોજન. વાલંદ બોલાવ્યા તે સમે, વપન કરાવ્યું રાજન; અતર સુગંધી અતી ઘણી, તેથી કરાવ્યુ મર્દન. ઉષ્ણોદકથી સ્નાન કરી, કરવા બેઠા અહાર; ત્રણે જણ સાથે રહી, પીરસે પેલી નાર. મન ગમતુ માગી લીયે, પણ મુખે બોલે નહિ સાર. ભોજન કીધાં ભાવતાં, ત્રણે રહીને સાથ; મુખવાસ લવીંગને એલચી, બીડાં આપ્યાં હાથ; પછી ગોષ્ટ વાત માંડી સહી, બોલે રાજા સાથ; પ્રથમ તમારી કહો સહી, અથથી ઇતી વાત; તમો કયાંથી આવ્યા ને કયાં જશો, તમો કયાં તણા રહેનાર, નામ ઠામ અમને કહો, તમો કોણ તણા કુમાર. ત્યારે રાજકુંવર ત્યાં બોલીઓ, સાંભળરે નરેશ; તન રાજા ચીત્રસેનના, કસુંબા નગરી દેશ. આ છે સુત વજીરનો, મારે છે મીત્રાચારિ; અમો બે જણ અસ્વે ચડી, રમવા ચાલ્યા શીકાર. ગોફણ મારા

હાથમાં, મારતો પશુને ધરી રીસ; તહાં તપસ્વી એક તપ કરે, જઇ વાગી તેને શીશ. રૂધિર ધાર તેને વહી, કરવા માંડ્યું રૂદન; અમો સમીપ જઇ કરી, કરગરી પુછ્યું વચન. તે કહે જોર એવડુ ધરો, તો જાઓ કપુરસભાવતી ગામ, તેની પુત્રી પરણો જઇ, જેનું કસ્તુરાવતિ છે નામ. વચન તેવું સાંભળી, અમને લાગી હોડ, ત્યાંથી અમો બે ચાલીયા. ખુંદતા આવ્યા પહાડ. અમે દુઃખ ઘણું વેઠીયું, આવી સુતા અઘોર વન; નિદ્રા કીધી બેઉ જણે, ત્યાં થયું અમોને સ્વપ્ન. ત્રણ પુરૂષ કોઇ આવીયા, શુરવીર તે ઠામ; આજથી ચોથે દહાડલે, આવશે આશાવળી ગામ. ત્યાં કામ તારૂં થશે, જડશે તમને ભાળ, તેમ કહી પાછા વળ્યા, તેવે થઇ ગયો પ્રાતઃકાળ. ત્યાંથી અમો ચાલ્યા સહી, તમ નગરીને ઠાર; પણ સંદેહ મનના મટાડીએ, કો બોલતું નથી લગાર. વેપાર વણજ કરે સહુ, કોઇ મુખે નવ બોલે વચન; હાલે ચાલે લીએ દીએ સમજાવે કરી સાન, એક તમો મુખ બોલો સહી, તે પડે છે મન ભ્રાંત; તારે તે નર બોલીઓ, હવે હું કહું અમારૂં વ્રતાંત.

ચોપાઇ—અમો સોરઠ દેશના રહેનાર. હમે જાત તણા સુતાર; અમો બે ભાઇની જોડી સહી, અમારા પ્રાક્રમનો પારજ નહી. દેવચંદ્ર છે મારૂં નામ, બીજા પ્રાણધર અ-

શીધાન; તે મોહોટા હું ન્હાનો સહી, મારે દુઃખનો પાર જ નહી. અભેગામ ને સુરસેન રાજન, અમો જાતે હતા નીરધન; અમે બે ભાઇયે વીચારી પેર, દ્રવ્ય કેમ આવે આપણે ઘેર. એમાં કીસબ છે અપાર, બે ભાઇયે કર્યો વિચાર; કાષ્ટ તણો એક હંસજ કર્યો, તેમાં દોરિ સંચારો ભર્યો. તેમાં કળા શી કીધી પ્રકાશ, તે ઉડયો હંશ ચડી આકાશ; રાજકુંવર તો ઉતરે તીહાં, ભંડાર ખજાના ભરીયા છે જ્યહાં. તાળાં કુલુફ બહુ રહે તીહાં, વળી ચોકીદાર કોઇ ચોકી કરે, પેરેગીર તહાં પેરા ભરે, ત્યાં રાતે હંસ જાય જ્યાહરે; તરત ઉઘડી જાય ત્યાહરે, હંસ પેસે ઓરડા મોઝાર, પાંખ પોતાની પહોળી થાય, હંસ પહોળો થઇને છાંગજ ભરે. પેલી દોરી ભારે થાય જાહરે; મારો ભાઇ જાણે તેણે ઠામ પાછો આવે પોતીકે ધામ, તરત દોરી ખેંચે ઉલાસ, હંસ ત્યાંથી ઉડે આકાશ; દ્રવ્ય હર્યું તેણે અપરમપાર, તેમ કરતાં વરસ ગયાં છે ચાર, તે ભંડાર સરવે ખાલી કર્યો; દ્રવ્ય લઇને ઘરમાં ભર્યો; એક દિવસ શું કઉતક થયું, તમ આગળ તે સાચું કહું, તે ભંડારિયે કર્યો વિચાર, ધન ખજાને નથી લગાર; ત્યારે રાજાને ચિંતા થઇ; ચોકીવાળા તેડાવ્યા તહિ, તમારી ચોકીમાંથી ધન્ન જાય, તે ચોરને કરો પેંદાય; નહિ તો તમને મારૂ સહી;

માર્યા વિના મુકુ નહિ. જાગ્યો રાય ત્યાં આખી રાત; તે નવ જાણે મારો ભ્રાત; ત્યારે હંસ મોકલ્યો તે ઠામ; ચોકીવાળે શું કીધું કામ. હંસ આવતો દીઠો જ્યાહરે, ચોકીવાળે જાણ્યું તાહરે; હંસ પેઠો જ્યારે ભંડાર, ધન્ય ભર્યું તેણે અપરમપાર. પાછો નીકળે જ્યારે બહાર, ઉડવાને કર્યો વિચાર; તેવો તેને ઝાલ્યો સહી, એટલે દોરી તુટી ગઇ: ખાલી દોરી આવી હાથ, તેથી ચમકી ઉઠ્યો ભ્રાત; તેણે વિચારી એવી પેર, જે હંસ, રહ્યો રાજાને ઘેર; રાજા મુને ઓળખશે સહી, તે વાતમાં, સંદેહ નહિ.

દુહા—કાષ્ટ તણો એ હંસ છે, આનો પ્રાણધર ઘડનાર; નીશ્ચે મોત આવ્યું સહી, એમ કીધો મન વિચાર. તે માર્યા વિના મુકે નહિં, લુંટી લે ઘરબાર; હવે મુકે નહિ જીવતો, શુળીએ દે નીરધાર. એવું મન વિચારીયું, તે માંડી કહી વાત; અહિંથી જલદી નાશીએ, નહીતર કરશે ઘાત. ચોરી ઝલાઇ આપણી, માટે ચેતો તરત; નાસો હવે અહિયાં થકી, નહિતર આવ્યું મરત. વિમાન બે ઘડીયાં હતાં, કાષ્ટતણાં નીરધાર; તેમાં દોરી સંચરો અતી ઘણો, તે ઉડતાં ચાલે આકાશ. સાતસો જોજન જાય સહિ, બીજું ચારસો જોજન સાર; ધનમાલ તેમાં લઇકરી બે ભાઇ થયા અસ્વાર. સાતસેં ઉપર પ્રાણધર ચડ્યો,

ચારસો ઉપર હું અસવાર; તે રાતો રાત અમે ચાલીયા, અંત્રીક્ષ ગગન મોઝાર, મારો પ્રાણધર આગળ ચાલીયો, હું રહ્યો પાછળ છેક, પછી ખબર અંતર તેના નથી, રહ્યો હું એકાએક. ત્રણસો જોજન અહિયાં આવીયો, હું સુતો વડ એક ઠામ; રાતે નીંદ્રા કીધી ઘણી, પછી શું થયું ત્યાં કામ. સ્વપ્નું આવ્યું ત્યાંહાં મુને, દીઠા પુરૂષ જણ ત્રણ; તમને તેણે કહ્યું, તેમ મને કહ્યું વચન. દહાડે ચોથે આજથી, આવશે સુંદર ગામ, તે નગર બહાર દેહવટ થયું, એક હેતે કર્યું તે ઠામ. માણસ સરવે ખાઇ ગયો, પણ માણસ ન મળે કોઇ; ઠામ મુકી નાશી ગયા, જોવા રહ્યું ન કોઇ, ભર્યું ભાદર શાહેર છે, પણ માણસ મળે નહિં કોઇ; ત્યાં રાજમહેલ ખાલી રહ્યા, કરતુત હેતનાં હોય.

ચોપાઇ—એમ કહિ પુરૂષ ગયા, એટલે હું તો જાગતો થયો; પ્રાતઃકાળ થયો જ્યાહરે, અમો ત્યાંથી ચાલ્યા તાહરે. આ નગર મેં દીઠું તાહરે, ગામમાં પેઠો જ્યાહરે. નહિ મળે કોઇ ચોકીદાર. કોઇ લોક ન મળે લગાર, બધી દુકાનો ઉઘડી સહી; અસંખ્ય માલ ભર્યો તો સહી, તેની સંખ્યા કાંઇજ નહિ. પણ ન મળે ત્યાં ચોકી કોઇ, એવું દેખી મન અચરત હોય; નાણાવટીની દુકાનો જોઇ, ઉઘાડી પડી

છે તહીં, બારણે રૂપીયાના ઢગલા ઘણા, જવેરિ જડીયા ચોકસી ઘણા; સઘળાનો માલ પડયો છે બહાર. ન મળે કોઇ ત્યાં રખવાળ. એમ સઘળું જોયું છે ગામ, પછે આવ્યો હું આણે ઠામ; રાજમહેલ મેં જોયો સહી, પણ મેં કોઇ માણસ દીઠું નહિં. ખજાનો દીઠો ઉઘાડો સાર, તેમાં દ્રવ્ય ભર્યો અપાર; હું આપે એકલો જાત, ત્યારે પછી કહું એક વાત. સુનું શહેર એવું દેખાય, જાણે કોઇ આવેને હમણાં ખાય; થરથર કંપે મારૂં શરીર. પણ મેં મનમાં રાખી ધીર. પછી મેં મનમાં કર્યો વિચાર, હુ એકલો શું કરૂં આ ઠાર. પણ મારી પાસે વિદ્યા છે ઘણી, વિશ્વકરમાના પ્રાક્રમ તણી; મેં વિચાર મનમાં કર્યો સહી, પછી મેં શું કીધું અહીં; કાષ્ટ તણા પુતળાં બહુ કર્યાં, મેં તેમાં દોરી સ-ચારો ભર્યો; કુતરાં બીલાડાં ઉંદર સહી, તે પણ કાષ્ટ ઘડેલાં તહીં; કાગડા કાબેર ચકલી પણ સાર, કાષ્ટનાં બધાં ઘડયાં એ વાર; માખી કીડી સર્પ મંજાર, તેપણ કાષ્ટ તણાં ઘડનાર. હંસ મોર ચકોર છે સહી, જડ છે એમાં કાંઇ ચૈતન નહીં; અશ્વ ગજરથ બદીયા જોડા જોડ, તેમાં નહીં ખાંપણ કે ખોડ, આ સભા મારી બેઠી છે સહી. કાષ્ટ પુતળાં ઘડેલાં અહીં; ગુણકા નૃત્ય કરે છે નાચ; તે પણ કાષ્ટ તણી છે સાચ, અર્ધાંગે મુજ

નારી સહી, જેણે રસોઈ કરી જમાડયા અહિં; એ પણ કાષ્ટની પુતળી સાર,તે પણ સાચી નહિ લગાર. સાચા માં બેઠા એક અમો, એટલે બે જણ આવ્યા તમો; મને એકલું ન ગમે આ ઠામ, અમોએ કર્યું આ કામ. આ સઘળો કામ ફરમાવ્યું કરે, ગામ મધે ફરે ને હરે. પણ મુખે કોઇ ન બોલે વાણ, જીવ નથી પણ જડ છે જાણ. મન રમાડો કરીને રહું, દુખ સુખ કાની આગળ કહું; આજ મારો આત્મા ઠર્યો; સફળ જન્મ તમે મારો કર્યો;તમો બે જણને દીઠા જ્યાહરે, ખુશીથયો હું અતિ ત્યાહરે. આજ ચાર વરસે ભાગી ભુખ, જ્યારે દીઠું તમારૂં મુખ;તમ ઉપર ઉપજે બહુ વ્હાલ,આજમુખે બોલ્યો સવાલ હવે ખાઓ પીઓ સુખે રહો, કામકાજ હોય તે મને કહો; હવે જવાનું જો કરશો તમો, તો તો મહા દુઃખ પામશું અમો. તમો બેસો રાજ્યાસન,અમો ચાકરી કરીશું રાજન; આ સર્વે છે તમારો માલ, અમે તો નેહતણા રખવાળ.પણ દુઃખ એક મારામનમાં ઘણું; વિજોગ ભોગવું બાંધવ તણું; આગળ ચાલી ગયો છે એહ, ફરી મુને મળ્યો નહિ તેહ.

દોહા—આ નગરમાં હું એકલો, બીજું નથી અહિંઆં કોઇ; તમો બે જણ આવી મળ્યા, હવે મહા સુખ મુ મુજને હોય. ત્યારે રાજકુંવર વળતુ વદે, અમથી કેમ

રહેવાય; અમારે કસ્તુરાવતી જેવી સહી, એહ વીના દેહ નવ ધરાય. મન ખાવું પીવું ગમે નહી, ન ગમે કરવી વાત; જો કસ્તુરાવતી મળે નહિ, તો દેહની કરવી ઘાત. કાષ્ટ પુતળા ઘડાયાં સહી, કૌતક કીધું સાર; આ પ્રાક્રમ થોડું નહી, ધન્ય તુજ અવતાર. હાલે ચાલે કામજ કરે, પેહેરે ઓઢે સૌ સાથ; ખાય નહીં બોલેનહીં, તે દોરી પ્રભુને હાથ. તારી વિદ્યામાં ખાકી નહીં, અમે જોઇ થયા પ્રસનઃ ધીરજ રાખીને રહ્યા, તારી બુદ્ધિને ધન.

છપ્પો—મૃત્યુ લોકના જન, ધનધન તારી બુદ્ધિ; મૃત્યુ લોકના જન, સઘળે તાહારી સુદ્ધિ. મૃત્યુ લોકના જન, પ્રાક્રમ પ્રભુના જેવું; તુ ઘડે ઘાટ અપાર, જ્યાં જોઇએ ત્યાં તેવું. તુજ ચતુરાઇમાં ખામી નહી, એ હાલે ચાલે ઘણું અહી; મૃત્યુલોકના માનવી; બુદ્ધિ તારી નવ જાએ કહી. કાળા માથાના જન, વાઘને વશજ કરતા; કાળા માથાના જન; સમુદ્રમાં તે તરતા, કાળા માથાના જન; જળમાં દીવા બાળે; કાળા માથાના જન; વસે સ્વર્ગ પાતાળે. કાળા માથાના માનવિ; જે પરકાયા પર જઇ ઠરે; કામણ મોહન વશીકરણ; તેતો વળતી નીત્યકરે.

ચોપાઇ—રાજા કહે સાંભળ સુતાર; તારૂં પ્રાક્રમ અપરમપાર; માટે હવે આજ્ઞા દિજીએ; અમે અમારો પંથ

લીજીએ. કસ્તુરાવતી જો મળશે નાર; તો આવીશુ પાછા આ ઠાર; નહિં જડે અમને એ જાણુ; તો હવે અમે કહાડીશું પ્રાણ એમ કહીને છાના રહ્યા; ત્યારે બોલ દેવધરે કહ્યા ચિંતા શાને કરો છો તમો; તેની ભાળ કહાડીશું અમો. કપુરાવતી નગરી કહેવાય; તે ચારસો જોજન અહીંથી થાય. પણ વચ્ચે દરીયો મોટો સહી; ત્યાં કોઇથી જઇ શકાયે નહીં; તે નગરી છે દરીયા પાર; તમો કેમ જશો તેણે ઠાર. તમો ઘોડો રહેવાદો આણે ઠામ; તમે એક કરોને કામ; જે વિમાન અમ પાસે છે સાર; ચારસેં જોજનનું તે જનાર. એ ઉપર સ્વારજ થાઓ; સુખે દરીયાની પારજ જાઓ; ત્યારે હરખ્યો તે રાજન; આરત પુરી પડી એ મારે મન. તમ પ્રતાપે મળશે નાર; પાછા આવશું આણે ઠાર; અશ્વ મુકયા આણે ઠામ; બે જણ જઇને બેઠા વીમાન. દોરી સંચારા જોયા સાર. ઉડયું વીમાન તે દરીયાપાર; ચારસેં જોજન આવ્યા જેટલે; વિમાન હેઠું ઉતર્યું તેટલે. ત્યાં વસ્તી દિઠીછે ઘણી; શોભા રૂડી નગરજ તણી; કનક કોટ ચળકારા કરે; હીરા રત્ન જડયાં કાંગરે. દરવાજા સુંદરછે સાર.ભાનુમય શોભે ઝળકાર; દરવાન દીવાન ઉભા બારણે; સઉ ચોકી તણે કારણે; તેણે પુછયું જઇને ઠામ; કહો ભાઇ આ નગરનું નામ;

ચોકીદાર બોલ્યો કરી પ્રણામ કપુરસભાવતા નગરીનું નામ. કપુરસેન ત્યાં છે રાજન; દરદ નથી કોઈને મન. એવું સાંભળી બંને જણ રહ્યા;પછે નગર મધે તે ગયા; બંને જણે વિચારી પેર; ઉતર્યા જઈ માલણને ઘેર.

દોહા—એ માલણ ઘેર રહ્યા સહી; બે જણા બાવનવીર; નગરચર્યા જુવે સહી, મનમાં રાખી ધિર. દિવસ આઠ સેજે ગયા; માલણને પુછી પેર; સુખ દુઃખ કેવું શહેરમાં; રાખે મેહેર કે કેર. શું નામ છે રાજા તણું; પ્રધાન કેવો કહેવાય; શી પેર પ્રજા પાળે સહી; કેવો કુંવરને ન્યાય. માલણ કહે તમે સાંભળો; અમારા દેશની વાત; સુખ સ્વર્ગના જેટલું; ખોટી નવ કહું જાત. એ કપુરસેન રાજા સહી. ત્રીલોચન પ્રધાન; પુર પ્રજા પાળે સહી; દે છે ઝાઝાં માન. ચોર લંપટ ચાડી નહિ. અદેખાઇ નહિ દેહ; પરમારથ ઉપર પ્રિતિ ઘણી; સૌને મન સ્નેહ. વળી પુત્રી એક પરિવારમાં, સુંદરી અવની સુજાણ; આ જીભે વખાણ શું કરૂં; જેનું પેટજ પોઈણી સમાન. તે સમાન નહિ કો સુંદરી; અવનીતલ મોઝાર. તે બ્રહ્માએ નિરખી નથી; સ્વ હસ્તે કીરતાર. મુખ જોતાં દુઃખ જાયે દેહનું; કસ્તુરાવતી છે નાર; ભર જોબન વરસ તેરની. સ્વહસ્તે ઘડી કિરતાર અથ ઇતિ તમને કહ્યું; આ નગરીનો સાર.

ચોપાઇ—એવી વાત કહી જ્યાહરે રાજકુંવર બોલ્યો ત્યાહરે; પરણીકે કુંવારી સહી;તેનું કારણ કહોને અહિ. ત્યારે માલણ બોલી વાણ; હજુ કુંવારી છે તે જાણ; એ કન્યાને મોટી ખોડ; તેવી કયાંથી મળશે જોડ. એના પીતાએ પરણાવવા કરી, ત્યારે એને ના કહ્યું વળી.કહ્યું મારે મન છે અદકું જ્ઞાન, મારે મન છે પુર્વનું ભાન. પુર્વ જન્મનો કંથ મળે જ્યાહરે, અમે તેને પરણીશું ત્યાહરે; માટે રહી છે કુંવારી એહ, પરણ્યાની ના કહે છે તેહ. માગાં આવે જે અપરંપાર, સૌને રાજા કરે નકાર; એવી વાત કરી જ્યાહરે,રાજકુંવરબોલ્યો ત્યાહરે. એનો કોઇન જાણે પાર. પુરવે કોણ હતી તે નાર. ત્યારે માલણ બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ કસ્તુરાવતી નામની વાત, તે એક જાણું મારી જાત; તેને માહરે અદકો સ્નેહ, જીવ એકને જુજવી દેહ; સુંદર મહેલ કુંવરીનો સાર, દહાડે સહસ્ત્ર દાસી રખવાળ; મહારે રોજ જવું પડે છે તીહાં; ફુલની ચોળી ગુંથવી જીહાં.એક દહાડે શો થયો બનાવ,વાત કરવાનો આવ્યો દાવ; ફુલ આપવા ગઇ જ્યાહરે,મુને હુકમ કર્યો ત્યાહરે. મુને કહે કાંઇ વાતજ કરો, મોતી મારા માથામાં ભરો; સુખી દાસી પાસે હતી નહિ,ત્યારેમેં આવી વાણી કહી. ત્યારે તેણે મુને કહ્યું એમ, તું પરણ્યાનું નામ દેછે કેમ;

પુર્વ જન્મનો સ્વામી મળશ જ્યાહરે; અમો પરણીશું ત્યાહરે. મેં કહ્યું તમે છો સાચી સતી, ને પુરવ જન્મની પ્રતિ નથી; તમને તેવુ કયાંથી જ્ઞાન, તે વાત કહો નિદાન. ત્યારે કસ્તુરાવતી બોલ્યાં વચન, આજ તારૂં મનાવું મન; હું કોઇ આગળ કહેતિ નથી જઇ. રખે વાત કોઇ જાણે નહિ. પછી વાત માંડીને કહી; તે સાંભળેછે રાજા સહિ. માનસરોવરછે જીયાં; હંસલી અવતાર હું તીયાં. હંસ હતો મારો ભરથાર, માંહેમાંહે પ્રીતી અપાર; જળ મીનને જેમ પ્રીતી જડી, જુદા રહે નહિ એકે ઘડી. એમ કરતાં મને થયો એક તન, હરખ્યાં નર નારીને મન; એમ કરતાં પુત્ર મોટો થયો; અમારો હરખ નવ જાયે કહ્યો. હું લડાવું લાડ અપરંપાર, તને જાણું છું સર્વ કુમાર; શીવ દેવળ હતું જીહાં; અમો નરનારી રહેતાં તીહાં; આવ્યો વાયુ દુખળો સહી, વ્રષ્ટી કેરો પારજ નહીં; જળ પુરણ ભરાણું ત્યાંય; પુત્ર પડયો ને જળની માંય.

દોહા—પુત્ર મુજ પડયો સહી, હંસ ગયો તો બહાર: પુત્ર પડયો તે જળ વિષે, ગયો ત્યાં તો નિરધાર. પુત્ર જતો દીઠો જયાહરે, મેં માંડયું કલ્પાંત; તે ફરી પુત્ર દીઠો નહીં; આવી ગયો ત્યાં અંત. મેં રૂદન કીધું ત્યારે ફરી, પુત્ર પુત્ર કરી પોકાર; એટલે હંસ ત્યાં આવીયો, કેમ રૂદન

કરે તું નાર. મેં વૃતાંત માંડી કહ્યું, જે ગયો લાડકવાયો તન; એવું સુણી હંસ કળકળ્યો, જે ગયો લાડકવાયો તન; હાય હાય કરે ઘણું, કુટે માથું તેવાર; પછી ધીરજ રાખીને રહ્યો. મને ધીરજ આપી લગાર. હું લટ તોડું માથા તણી, કુટું હઇડુંને શીશ; ત્યારે હંસે મને બહુ બોછવી. કરી મારા ઉપર રીસ. હવે દુખ કેમ ધરે ગોરડી, એ મુવો જીવે નહીં કોય; દૈવગતી છે અટપટી, હોનાર હોય તે હોય. માટે છાની રહે તું કામની, રૂદન કરે શું થાય; જે જાયું તે સર્વે જશે, મોડું વહેલું નિરધાર. વળી તુને હું જીવતા સહી, તો પુત્ર થશે ઉત્પન્ન; માટે છાની રહે તું કામની, શાને કરે છે. રૂદન પછી રડતી હું રહી તે સમે, પણ મનમાં ધર્યો વૈરાગ; સંસાર સુખ છોડયું સહી. જાણે લાગી આગ, એમ થોડા દીવસ ગયા જ્યાહરે;ત્યારે હંસ બોલ્યો વચન; સાંભળનારી સુલક્ષણી, આજ મુજને એવું મન. સંભોગ કરીએ આપણે. તું નારી ચતુરસુજાણ; જો પરમેશ્વર કૃપા કરે; તો પ્રગટ થાય સંતાન.ત્યારે કળકળી ઘણું કામની;હંસને કર્યો ધીક્કાર; પુત્ર શોકતું નવધરે; કઠણ પુરૂષ અવતાર. ધીક્કાર હંસ છે તુજને, તું એવી બોલ્યો વાણ; માહારે સંગ કરવો નથી; નથી જોઇતું સંતાન.

ચોપાઇ—ક્રોધ ચડયો મુજને અપાર, હંસને મેં કર્યો તિરસ્કાર; માહરે સંસાર શું સંબંધ નહિ. તાર ભોગની ઇચ્છા થઇ. કેમ સાંભરે નહિ તુજને તન, એવું કઠણ થયું કેમ મન. પુરૂષ જાત કઠણ નિરવાણ, હવે તજું હું દેહથી પ્રાણ; હું મરૂં જઇ આપો આપ; હંસ શીર તારે પાપ. દવ બળતોતો તેને ઠામ મેં ઝંપલાવ્યું મુકી મામ; એ વાત માહારી ખરી કરી, આ રાજકન્યા થઇને અવતરી તે હંસ પાછો મળે જયાહરે, તેને અમો પુછીશું ત્યાહરે; તેને મારી જો મળશે વાત. ત્યારે પરણશું તેની સાથ. આવી વાત મુજને ત્યાં કહી, શિખામણ તુજને દીધી તહીં;એ વાત રખેકો આગળ કરો, સુખે તમારે મંદીર પરવરો. એની વાત તમ આગળ કહી; રખે તમે કોઇને કહેતાં નહી; તે માટે હજી કુંવારી કન્યાય, તેથી પરણયાની કહે છે નાય. કંઇ આવી ગયા રાજાના તન,તે જુઠું બોલતા વચન; અમો પુર્વની જાણું વાત. પરણાવો અમારો સાથ. વાત કરે ને જુઠા પડે, તેનો ઘાટ તે રાજા ઘડે; માનભંગ થઇ પાછા જાય; એમ કંઇક આવી ગયા રાજાય. એમ કહીને છાનીરહિ; ખરી નીશા રાજાની થઇ, એમ કહી ઠેકાણે ગયા; રાજા વજીર બે રમવા ગયા; કહો વજીર હવે સાચી વાત;એ નારી કેમ આવે હાથ; તેનો કાંઇ કરીએ પ્રપંચ, જેમ ન

આવે ઉનાં આંચ; ગુણ સ્વભાવ ગુણનો ભંડાર, લક્ષણ પુર્ણ વીસને બાર; પુર્ણ છે તે ચતુરસુજાણ, બંને પુરણ છે ગુણવાન. બેઉએ વિચાર કીધો સહી, પ્રપંચ વિના કાંઇ મળશે નહિ; એક રાજા ને બીજો વજીર, તે બેઉ જણ થયા ફકીર; હંસની એમ પોકારજ કરે; તે ગામ મધે બે જણ ફરે; ભગવાં લુગડાં અંગે ધર્યાં, સેલી સીંગી માંહે ભર્યાં. રાજા ઉંચી રાખે દ્રષ્ટ, ઘણું એક પામે છે કષ્ટ; હાથ પછાડી કરે પોકાર. વજીરસુતસાથે તે ફરે; સગલે ફરીને જાહેર કરે; રાજા તે તો કારજ કરે, ગલી કુંચી સઘલે ફરે, હંસા હંસા વાણી ઓચરે,

દોહા—ગલીકુંચી સઘળે ફરે, ચઉટું શહેર બજાર, મેહેલે મહેલ ઉભો રહે; ને મુખે કરે પોકાર. લોક તેને જોવા મળે, નાનુ મોટું સર્વ; રૂપ જોઇ ફકીરનું; મનનામુકે ગર્વ. ભગવા કછોટા વાળીયા, તેથી શોભે સુંદર અંગ; નેત્ર જળ ભરી કરી, કહે એમ વારંવાર; ઓ હંસા એમ કહે સહી; બીજો નહીં ઉચ્ચાર. લોક કહે ફકીરને; જે જોઇએ તે લ્યો; માગો મોં સામુ જોઇ; કારણ મનનુંકહો. બોલાવે તો મુખથી, કહે છે હંસા એમ; બીજું કાંઈ બોલે નહીં; ધ્યાનમાં આવે જેમ. રોજ દિન કરતાં કરતાં સહી; સાંજે આવે માલણ ત્યાંય; એમ દહાડા ઘ-

ણાક વહી ગયા, તત્ર જાણીતી માલણ થાય.એમ કરતા ફરતા પરવર્યા; જ્યાં છે રાજદ્વાર; આ હંસા એમ કહે સહી; તેને જુવે લોક અપાર.એમ ફરતાફરતા આવિયા; જ્યાં છે પુત્રીનો મહેલ; મહેલ તલે ઉભા રહી, નાંખે છે એમ ટેલ. હંસા હંસ એમજ કહ્યું; નેત્રે ભરીને નીર; તે ઉંચી દ્રષ્ટ કરી; એમ કહેતો ફરે ફકીર. ને કુવરી બેઠી છે બારીએ; ચક નાંખી તે વાર; દીઠા પેલા ફકીરને; કહેવા લાગી તેઠાર. આફકીર બે કાંઈ કારમા; શું કહેતા હશે મન; પુછો જઇ ફકીરને, શુંછે તમ કારણ; આપણે જે જોઇએ ને આપીએ; મનાવીએ તેનું મન. ત્યારે દાસી આવી બારણે. બોલી મુખથી વાત; ફકીરને બોલાવીયા; પુછે જોડી બે હાથ જે જોઇએ ને તો કહો; શું છે તમારે કષ્ટ; સાચું કહો સુલક્ષણા, એમ દાસી કહે સ્પષ્ટ. ત્યારે રાજકુંવર બોલીયો; આ હંસારે વચન; બીજું કાંઇ બોલે નહીં; દાસી વીસ્મેપામી મન. નારી આવી માળીએ; કહે કુંવરીને પેર; એ બીજું બોલેનહીં; આ હંસા એમ કહે. પાછો ઉત્તર આપે નહિં; તો શું સમજીએ મર્મ, જોઇતું કાંઇ માગતો નથી; એ ધારી બેઠો ધરમ.

ચોપાઈ—ત્યારે રાજકુંવરી બોલી વાણ; સાંભળ દાસી

ચતુરસુજાણ; તે ફકીરને બોલાવો તમો, ભેદ તેનો પુછી શું અમો. દાસી ધરી ધરી હેઠી ગઇ, જઇ ફકીરને વાણી કહી; તમોને તેડે રાજ કન્યાય, કૃપા કરીને આવો ત્યાંય. તે ફકીર એવું સાંભળી, મુજતણી પોતીછે રળી; ફકીર ત્યાંથી ઘરમાં ગયા, તે દાસીને સાથે થયા. બેસાડ્યા કનક આસન, દીઠા બેઉ તે રૂપ રતન; મનમાં પોતે સમજી નાર, અંદેશા પુછે કરે વિચાર. ન હોય એ ફકીર સ્વરૂપ, નિશ્ચે છે પૃથ્વિનો ભુપ; ચક નાંખીને બેઠી નાર, દાસી સાથે પુછાવ્યો વિચાર. કહો ફકીર શું માગો તમો, જે જોઇએ તે આપીએ અમો; ખાનપાન વળી ધન ને ધાન, જે જોઇયે તે સાચી કહો વાણ. ત્યારે હંસા કહી કર્યો પોકાર, બીજો નથી તેને વિચાર; ત્યારે નારી મનમાં અચરત થઇ, એ પુર્ણ દુઃખ ભરેલો સહી. સાથે બીજો ફકીર છે જેહ, જોયા કરે છે દ્રષ્ટે તેહ; તેને બીજો નથી વિચાર, તે જોઇ પુછે છે નાર. કહો આ શું બોલે વચન, તેનું શું છે કહો કારણ; શું મુખેથી કહેછે એહ, અમો સમજતા નથી કાંઇ તેહ. અમે જાતે પુછયું જ્યાહરે એ હંસા એમ કહે ત્યાહરે, શું જોઇએ છે એને સહી, કહ્યા વિના કોઇ જાણે નહીં માટે સાચું કહો આ ઠામ, કયાં રહેવું ને શું છે નામ. ત્યારે વજીર બોલ્યો બોલ,

તેનું તો ભારે છે તોલ. તેની પુર્વ જન્મની સ્ત્રી જેહ, હંસા કહી સંભળાવે તેહ; ત્યારે રાણી કહે કાંઇ મર્મ, અથ ઇતિ સંભળાવો કર્મ.

દોહા—ત્યારે વજીર એમ બોલીયો,સાંભળ નારી વચન; કોસંબા નગરી સહી, રાજા ચીત્રસેન રાજન. તેનો તન છે એ સહી, તેનું બરાસરાય છે નામ; અમો વજીરના કુંવર સહી, તુજ ગુણ સ્વભાવ અભિરામ. સ્નેહ માહરે નાનપણ થકી, એક એકઠાં મન; ખાવું પીવું ખેલવું. કરવું તે એકઠું શયન, ગુણી પુરૂષછે એ સહી; એનાંછે બત્રીસ લક્ષણ, કહો તો વિવાહ કીજીએ.એના તાને કહ્યું વચન, ત્યારે કુવરે એમ કહ્યું; મુજનેછે અદકું જ્ઞાન, પુર્વ જન્મની મળશે સહી. તે લેઇશું કન્યાદાન, ત્યારવિના પરણશું નહિ; મારે એની આશા જાણ, હવે નામ લેશો પરણ્યા તણું. તો તત્ક્ષણ તજશું પ્રાણ, એમ કહી બંને જણા નીસર્યા;ધરી મનમાં વૈરાગ.ફકીર થઇ વનમાં ભમ્યા, સંસાર કીધો ત્યાગ; દેશ દેશને ગામ ગામ, જોયા ખંડ ખંડને ઘાટ. તે ધ્યાન એને લાગ્યું સહી, ને લાગ્યું એને હાડ. એ નારીમળશે જ્યાહરે;તે શું કરશું વાત; નહીંતર એ બોલશે નહિ, દેહની કરશું ઘાત.

ચોપાઇ—ત્યારે રાજપુત્રી બોલી વચન, કહો એના પુર્વ

જન્મનું તન; ત્યારે વજીર કહે છે વચન, કેમ સન્દેહ ભાગુ એ મન. ત્યાં નારી કોણ હતી ખરે, કોણ પુત્ર જન્માંતરે; તમો રાજકુંવરીછો સહી, માટે તમ આગળ કહેવાય નહી. તમ આગળ સાચુ કહિયે જ્યાહરે, કહાય તમો એમ કહો ત્યાહરે; નિશ્ચે હું પુર્વ જન્મની નાર, મારો નિશ્ચે એ ભરથાર.વરવાથી એનું ભાગે વ્રત.તે વેળાયે પામે વ્રત; માટે તમ આગળ કેમ કહેવાય, તેણું કહીન રહે છાનાય. ત્યારે રાજકુંવરીયે ખાધા સમ, જુઠું અમે કેમ બોલીએ વચન;ત્યારે વજીર કહે સુણજ્યો તમો, એવાં પારખાં દીઠાં અમો.એમ કહી નારી પર કહ્યા કાજ, જુઠું બોલતાં નવ આણે લાજ; માટે તમને કહું છું અમો. એ વાતની રીસ મ કરશો તમો. ત્યારે પાછી બોલી નાર, મુને વાત કહો વિસ્તાર; તેમાં રીસ મુજને નવ ચડે, સાચું કહેતાં કોણજ વઢે. ત્યારે વજીર બોલ્યો વચન. કહું તમને પુર્વજન્મનું તન, માનસરોવર પાસે વન સાર; ત્યાં હતો હંસનો અવતાર, તેની નારી હંસણી સહિ. બેમાં જીવ એકેનો જુવો નહિ, ઘણી પ્રીત છે અપરંપાર; તેને એક થયો હંસકુમાર, લાડકવાયો ઘણો તે બાળ, માબાપને મન ઉપજે વહાલ. એક દિવસ શું થયું વિઘન; જળ મધે પડયો તે તન, ત્યાં વૃષ્ટિ થઇ છે અપરંપાર. વાયુ ત્યાં ઘણો થયો સાર, તળે પાણી હોય

અદકું ઘણું;તેમાં કુંવરનું મૃત્યું થયું,નારિએ બહુ કર્યું રૂદન. દુખીયાં થયાં બે જણાનાં મન. પછી હંસે વારા નાર, મુવા પુત્રનો શો વિચાર. થોડા એક દિવસ ગયા જ્યાહરે,એમ હંસબોલ્યો ત્યાહરે. આવો નારીપાસે સહી, આપણે સંસાર કરીયે અહીં. આપણ બને જીવતાંછીયે નાર, તોવળી ઘણાં થાશેકુમાર;એવી વાત કહી જ્યાહરે, હંસણીએ ક્રોધ કર્યો ત્યાહરે, ધીકધીક પુરૂષનો અવતાર, હંસનો કીધો તિરસ્કાર; મુવા પુત્રનો શોક ન ધરો તન, કેમ થયું સંસારનું મન. હંસણીએ વિચાર્યું ત્યાંય, પડી દવ બળતો તે માંય; હંસનીવારી તે નવ રહી, અગ્નિમા હંસણી બળી ગઇ. ત્યારપછી હંસે કર્યો વિચાર; ફર્યો દવ પછવાડે ફેરા ચાર; પેલે ભવ એ નારી મારી થજો, મને જ્ઞાન આ ભવનું હજો.એમ કહી પડયો અગ્નિમાંય, તરત બળી ગયો છે ત્યાંય; ત્યાંથીથયો ચિત્રસેનનો તન, તે નારી ખોળે વનોવન. એ નારી એને મળશે જ્યાહરે, તેની સાથે બોલશે ત્યાહરે; જે થઇ છે તે કહી છે વાત; જુઠું ના બોલું તમ સાથ.

દોહા—એ વાત નારીએ સાંભળી, તતક્ષણ થઇ અચેત; શ્વાસોશ્વાસ કાંઇ છે નહીં, નેત્ર થયાં દો શ્વેત. હૈયે ડુમો ભરાયો, વહી આંસુની ધાર; બે ઘડીએ મુર્છા વળી,

ત્યારે બોલી તે નાર. ધન ધન ઇષ્ટદેવ તુજને, ધન્ય તુ કીરતાર; નારી હરખી અતિ ઘણું, મળ્યો પુર્વજનમનો ભરથાર. ચક છોડી નાંખ્યો તહીં, જળહળ નીકળ્યુ તેજ; આભમધે જેમ વિજળી;તેવું દીઠું તરૂણીનું તેજ.

છપ્પો—જળહળ ઝળક્યું તેજ, એજ તારૂણી જોઇ; ધરણ ઢળ્યા રાજન, સુધ બુધ સરવે ખોઇ. તે વજીરે જોઇ નાર, ચમકીત ચિત્તમાં લાગ્યો; પડયો ધરણ મોઝાર, પડયો તેવો તે જાગ્યો. રાજાને પણ આવી સુધ, બુધ ઠેકાણે લાવી; વજીરઉઠાડયો તરત, સાનમાંહે સમજાવી. મોતીથાળ નારી ભરી,વધાવીયો રાજા તહીં, પાયે લાગી પદ્મણી, પછી કર જોડી ઉભી રહી.

ચોપાઇ—મોતીએ વધાવી લીધો રાય, કરજોડીને લાગી પાય; આજ મારી ભાગી છે ભ્રાંત,મળ્યું પુર્વ જન્મનું વૃત્તાંત. રાત દિન વાટ જોઉછું, દુઃખથકી દહાડા ખોઉ છું; એ મારો પુર્વનો ભરથાર, નિશ્ચે હંસ તણો અવતાર. તમે એમ જાણો ભ રથાર, જે જુઠું બોલતી હોશે નાર; પણ જુઠું બોલું તો ઇશ્વરની આણ, મને પુર્વ જન્મનું જ્ઞાન. મારા બાપે મુને પરણાવવા કરી, ત્યારે મેં ના કહી ફરી; મારો પુર્વ જન્મનો મળશે શ્યામ, તેની સાથે છે મારે કામ. તે સહુ જાણે નગરના લોક,

મિથ્યા હું નથી બોલતી કોક, આ પુછો દાસી સાહેલી જન. હું મિથ્યા નથી બોલતી વચન, એમ કહીને છાની રહી; કર જોડીને ઉભી રહી, પછી બોલ્યો રાજાનો તન. સાંભળ નારી મારૂં વચન, તું જાણે તારા મનનો વિચાર; સાચું બોલું છું હું નાર, તે નારિ માટે તજ્યો છે ભોગ, રાજ તજી લીધોછે જોગ, મારૂં મનપ્રસન્ન થયું; જ્યારે વચન તમે સાચુ કહ્યું, હવે ચેતાવ તારા માતને તાત. વિસ્તારીને કહો તે વાત. ત્યારે નારી કહે સાંભળ રાજન, એક પુછું તમને વચન, આજ પુરી પડી આમ આશ; આ નગરમાં રહો કોણ વાસ. હવે મન બહુ મળવા થાય, ધીરજ રાખી હવે નવ જાય; ત્યારે બરાસ બોલ્યો રાય, અમે રહીયે માળી મંદીરમાંય. હવે અમને આજ્ઞા દીજીયે, અમે પંથ અમારો લીજીયે; અમો માળી ઘેર રહીશું રાત, તું તારા બાપને કરજે વાત.

દોહા—વારૂ કહિને તે ગયા, ને આવ્યા માલણને ઘેર; તે પ્રેમદા હરખે અતિ ઘણી, પછી શી કીધી પેર. માને તેડાવી મહેલમાં, કહી માંડીને વાત; આ ફકીર બે નગરમાં ફરે, તેમાં એકછે મારો નાવ. આ હંસા કો કહે સહી, ઉંચી રાખી દ્રષ્ટ, એમ કહી શોધે મુને; વણું પામે છે કષ્ટ, હંસ સાથે હંસણી હું હતી. પુર્વે મારો તે ભર

થાર, એ હંસ ત્યાં હતો સહી; ધર્યો બે જણે અવતાર, હું અવતરી આ દેશમાં; તમો માતને તાત, કસ્તુરાવતી નામ તમે ધર્યું, હું બોલતી નાથ. એક કસુંબા નામે નગર છે, ત્યાંનો ચિત્રસેન રાજન; તેને પેટ જે હંસ આ વીઓ, થઇને તેનો બરાસ તન.નામ તે તણું તેહને,પણ પુર્વેનું જ્ઞાન; માત તાત પરણાવા કરે, ત્યારે ના કહી સંતાન. મારી પુર્વેની નારિ મળશે જ્યાહરે, ત્યારે પરણીશું તાત; હાલ નામ લેશો પરણ્યા તણું, તો કરશું દેહના ઘાત. ત્યારે માત તાત બોલ્યાં નહીં,ધર્યું પોતાને મન; એ વજીરસુત તેનો મિત્રછે. તે બંને નીકળ્યાં વન. તે નગર દેશ જોતા સહી, ઓ હંસા કરે પોકાર; ફરતા ફરતા આવિયા,આપણા નગર મોઝાર. તેણે અથ ઇતિ સર્વે કહી, પુર્વેનું વૃત્તાંત; નિશ્ચે થયો મારા મન વિષે, હવે ભાગી મનની ભ્રાંત. માટે અમને પરણાવો માત ડી ઝાઝું કહે શું થાય; તે ઉતર્યો માળી મંદિરે, જ ' ચેતાવો રાય. વાત સુણી કુંવરી તણી, તેના હૈડે હરખ ન માય; હવે પરણાવું દીકરી. એમ કહિ મેહેલમાં જાય. ત્યારે રાજા ઉઠયો સભા થકી, આવ્યો મહેલ મોઝાર; ત્યારે રાણી ઉઠી ચરણે નમી,વિનતી કીધી ત્યાંય. આજ મન માન્યું કુંવરીતણું, ભાંગી મનની ભ્રાંત;મને મહેલ-

માં તેડી કરી, કહ્યું સર્વે વૃત્તાંત. મારી પણ ખાત્રી થઇ; એ જુઠી નહિ વાત; પેલા ફકીર શહેરમાં ફરે, કહે હંસા પસારી હાથ. એ કોસંબા નગરીતણો, ચિત્રસેનરાજન; શોધવા નિસર્યો હંસા નાર જે; એ છે તેનો તન.

ચોપાઇ–રાજાનું તો હરખ્યું મન, સાંભળી નારિ તણું વચન; કાલે પંડિતને તેડી દઉં માન, શુભ દિવસ જોઇ ને દઉં કન્યાદાન. પ્રધાન મોકલીશું માળી અવાસ તેડાવીશું સભા મોઝાર; પછી શુભ મહુરતે જોઇ કરી પરણાવી આપીશું દિકરી. એમ કહી સુતા તે રાત, દિવસ ઉગ્યો ને થયો પ્રભાત; સભામાં આવી બેઠો રાજન. એટલે ત્યાં આવ્યો પ્રધાન. માન દઇ બેસાડયા કને, પાસે બેસાડી વાણી ભણે; આજ પુત્રીનું માન્યું છે મન, પેલા ભવનો મળ્યો સ્વામિન. માટે તમો સેના લઇ સજ થાઓ. માળીતણે મંદિરે જાઓ, પેલો ફકીર ગામમાં જેહ; એ બે જણ ઉતર્યા તેહ. મેઘાડંબરપર બેસાડો સહી, વાજાં વાજતે તેડી લાવો અહીં. કહે પ્રધાન એ સાચી વાત, હું મનમાં થયો રળિઆત. લેઇ સેનાને તત્પર થયો, ને માળી તણે અવાસે ગયો, ત્યાં જઇને કીધો પ્રણામ, ચાલો તમને તેડે રાજાન. આ ફકીર વેશ મુકી દીજીએ; રાજ વાધો આપણુ લીજીએ; સુંદર અંગે ધરો શણગાર,

પધારોજી રાજદવાર.તારે રાજા હરખ્યો મન મોઝાર, બે જણ મળી કર્યો વિચાર; સ્નાન કરી સુંદર થયા શરીર; બે જણ જાણે બાવન વિર. વસ્ત્ર મોકલ્યાં છે જેહ, પોતે અંગે ધરીયાં તેહ; મેઘાડંબરપર બેઠા રાય, જેમ તારા મધે ચંદ્રમાય. વજીર અશ્વે થયો અસ્વાર, વાજીંત્રવાગે અપરંપાર; તેનું સારંગધર એવું નામ, રાજા તણો છે તે પ્રધાન; નોબત નગારાં ગડગડે, ઢોલ તાસાં તડતડે. નાનું મોટું નગરમાં રહે છે જેહ, જેવા મળ્યા છે સરવે તેહ; તે બેઠા ત્યાં ચમર કરે; નીશાન નેજા ફરફરે. કસ્તુરાવતી ભાગ્યજ ભળ્યું, પેલા જન્મનું ધન્યજ મળ્યું; આ પેલા ભવતણો ભરથાર,ધનધન એ બેનો અવતાર. જેવું કસ્તુરાવતીનું રૂપ, તેવો સુંદર સરસ્વતિ ભુપ. એમ નગર નારી કરે વખાણ, બંનેજણછે ચતુરસુજાણ, એમ કરતાં આવ્યા રાજદ્વાર, રાજા ઉઠયો તેણી વાર. હાથ પકડયો ધરી ઉલાસ, બેસાડયો પોતીકેપાસ;વજીર પાસે બેઠો જઇ, અન્યો અન્ય વાત પોતાની કહી; તમે આવ્યેથી હરખ્યા અમો; જીવતદાન દીધું છે તમો, અમ પુત્રીનું માન્યું છે મન. અમો જાણું છું તન મન ધન, તમો મોટા રાજાના કુમાર;અમારા ભાગ્યતણો નહિ પાર. હવે શુભ લગ્ન જોઇ કરી, પરણાવી આપું દિકરી ઘણુ

સંતોષી દીધાં માન, આપ્યાં બીડાં ફોફળ પાન; પછી જોશી તેડાવ્યો રાજન, કર જોડીને પુછે વચન. તમો રૂડો દિવસ શોધી કહાડીયે, અમો વિવાહ જગન માંડીએ, આ બરાસરાય ચિત્રસેનનો પુત્ર, કસ્તુરાવતી રૂપે રતન. તે બંનેને પરણાવશું અમો, રૂડો દિવસ ખોળી આપો તમો; ત્યારે જોશીએ નિરધાર્યું લગન, રાજા આગળ કહ્યું વચન. આજથકી રૂડા માસ જત્રણ, ત્યારપછી છે રૂડા દન; વૈશાખ સુદ બિજને સોમવાર, રૂડો દિવસ છે નિરધાર. તે દિવસે લ્હાવો લીજીએ, કન્યાદાન રાય દીજીએ: સાંભળતામાં હરખ્યું મન, જોશીને આપ્યું બહુધન.

[illegible]—લગન નિશ્ચે કર્યું રાયજી; વળાવો દઇને માન; ગોળ ધાણા વેહેંચાવીયા; વેહેંચ્યાં ફોફળ પાન. નગ્રમધ્યે જણાવીયું; વિવાહ કેરી વાત; કસ્તુરાવતીનું લગન કીધું; બરાસરાયની સાથ. હરખ્યા લોક તે મન વિષે; રૂડું કીધું કા[illegible]; કસ્તુરાવતી મહા ચતુર છે; તેવા છે એ રાજન. પછી માન દઇને વળાવીયો; [illegible] તણે આવાસ; રાજતે ગાજતે આવીયા, પહોંચી મનની આશ. ત્યારે રાજા હરખ્યો મન વિષે; કહ્યાં પ્રધાને વચન; હવે લગન સામાન તત્પર કરો, ખરચો અદકું ધન. રંગ મંડપ તત્પર કરો; ચીતરાવો ચોપાસ; મંડપ રચના અદકી કરી. જે

પહોંચે મનની આશા. એમ દિવસ બહુ વહી ગયા; આવ્યા લગ્નનો દિવસ સાર; મંડપ રચાવ્યો મોકળો; થઇ રહ્યો જેજેકાર. પીઠી ચોળી પ્રીતશું; નારી મંગળ ગાય; ઢોલ ધમકારવાજતે, રાજા પરણાવવા જાય. સાબેલા ભલી ભાતના; અરાસરાય અસ્વે સ્વાર; નાહાનું મોટું નગરનું જોવા ચાલ્યાં નરનાર. કોઇ મેહેલે કોઇ માળીએ; કોઇ દેખે નીજ દ્વાર; કોઇ ઓટલે કોઇ બારીએ, કોઇ ઘરમાં કોઇ બહાર. મુખ જોઈ હરખે સહુ; બંને સરખી જોડ; સરવે લક્ષણ પુર્ણ સહી; કશી વાતમાં નહિ ખોડ. મંડપે વર આવીયો; સાસુજી પોંખે આંક; કમકુન તીલક ભાલે કર્યું; પોંખી તાણ્યું નાક; માહયરમાં પધરાવીયા; વિપ્ર ભણે સાવધાન: કપુરસેન રાજા સહી આપે કસ્તુરાવતીનું દાન. હરખ ઘણો આપે થયો; નરનારી રળીઆત; પરણી ઉઠયાં બંને પ્રીતશું; વધાવે સરવે સાથ. ગોત્રજનિ પુજા કરિ વિપ્રને લાગ્યાં પાય; ત્યાં દાન દીધાં અતિ ઘણાં; માનુની મંગળ ગાય. ખાન પાન અદકાં કર્યા ભોજન કરાવ્યું ગામ; ગાજતે ગાજતે લાવીયા, વહુવરને તે ઠામ, એક મેહેલ આપ્યા રાયજી, પુત્રીને રહેવા કાજ; સેવક આપ્યા શોભતા; તેમાં રહ્યા પોતે રાજ. ત્યાં ખાન પાન કરે ખંતથી, કરે મનગમતા ભોગ; બંને તે સુખ ભોગવે, રૂડા કરે સંજોગ. રાજ સભા-

માં આવે સહિ, ત્યારે રાજા દે બહુ માન; આદરમાન સર્વે કરે; રાજા રૈયત પ્રધાન.

ચોપાઇ—એમ રોજ સભામાં આવે જાય, રાજાને મન હરખ ન માય; એમ કરતાં વર્ષ થયા છે ત્રણ,ત્યારે રાજાએ વિચાર્યું મન એક દિવસ બેઠા નર ને નાર, હાસ્ય વિનોદ કરે અપાર; ત્યારે રાજાને સાંભર્યાં માબાપ, ઘણું દુખ પામ્યો તે આપ. નેત્રે વહી આંસુની ધાર,નિસાસા મુકે અપરંપાર,ત્યારે નારી બોલી વચન,શું દુખ પડયું છે સ્વામિન. આવડું દુઃખ થયુ શા માટ, શો મનમાં થયો ઉચાટ; તારે રાજા કહે સાંભળરે નાર. મારા દુઃખનો નહિ આવે પાર, માબાપ અમારાં દુર રહ્યાં કંઇ,સુંદરી અર્થે આવ્યા અહિ; તે મારા વિજોગે તજશે પ્રાણ, વાત કરતામાં થાશે હાણ. મારી જે પ્રભાવતી માત; તે અમ વગર જીવે નહિ જાત. તે મુને સાંભરયાં માને બાપ; તેથી દુખ ધરૂછું આપ.

દોહા—નારી કહે દુઃખ કાં ધરો, કહું મારા બાપને વાત; ચેતાવું મારી માતને; હું આવું તમારી સાથ. કસ્તુરાવતી ત્યાંથી પરવરી; જ્યાં પોતાનો તાત; વાત કીધી જવા તણી,જ્યાં પોતાની માત.તારે માત તાત હરખ્યાં ત્રણું, પુત્રી તતપર થાઓ. સાતસો જોજનનું વિ-

વિમાન છે; તેમાં બેશીને જાઓ. પ્રાણધર આપણા ઘર વિષે; રાખ્યો કરી જતન; તેની પાસે વિમાન છે; તે જાય સાતસેં જોજન પુત્રી પધારો સાસરે; એમ કહીન માતા રોઇ; ખોળે બેસાડી ચુંબન કરે; ફરી ફરી સામું જોઈ નમણાજમણી તું થજે; રાખજે કુળ વહેવાર; ગરમ થતી નહિ દીકરી; નરમ થઈ રાખજે ભાર. દીકરી તે ધન પારકું; વસાવે પારકું ધામ; અમે પાળીપોશી મોટી કરી, તે બરાસરાયને કામ. પછી જવાની સજઇ કરી; રાજા બોલ્યો તે વાર; પ્રાણધરને બોલાવીઓ; કહ્યું તમે થાઓ. તૈયાર; વિમાન તમારૂં સજ કરો; પુત્રી જમાઇને કાજ; એના માબાપને સોંપો જઈ; જ્યાં ચિત્રસેન મહારાજ. ત્યાં પ્રણામ કહેજો માહરા; જ્યાં ચીત્રસેન ભુપાળ; અમ ભાગ્ય શું વખાણીએ; કુંવરી પરણી તમ બાળ. ચોપાઇ–કસ્તુરાવતી બોલી વચન; સાંભળીએ મહારા સ્વામીન; એક પ્રાણધર નામે સુતાર; હમારા બાપે કર્યો વિચાર. તેની પાસે છે વિમાન; શું કરૂં તેનાં વખાણ; તે ઉડી જાય સાતસેં જોજન; તે ગુણ જોઇ હરખ્યો રાજન. ત્યારે રાજા સમજ્યો મન, પોતીકા વજીરને કહ્યાં વચન; આ પ્રાણધરની કહે છે વાત, રખે હોય દેવઘરનો ભ્રાત. એક વિમાન છે આપણી પાસ; ચારસેં જોજ-

નનું અવાસ; પછી માણધરને બોલાવ્યો પાસ; પોતાની કરી પકારા. સાતસે જોજનનું વિમાન છે એહ; તમે ક્યાંથી લાવ્યા તેહ; ત્યાર તેણે કહ્યું સો વૃતાંત; ભાગી બેઉ જણની ભ્રાંત. માણધર કહે સાંભળ વાત; એ વિમાન ઘડ્યું મે હાથ; એક દેવધર નામે બીજા ભાઈ, તેની કહું તેવી વડાઇ. ચારસેં જોજનનુંછે જેહ; દેવધર પાસે છે વળી તેહ;સાતસેં જોજનનું મારી પાસ; અમો આવીયા રાજાને અવાસ. અમારો દેવધર છેજેહ; તે વિના દુખીયા છીએ દેહ; વિજોગ પડયો છે તેની સાથ; એવી માણધરે કીધી વાત.

દોહા—રાજા કહે માણધર સુણો. શીદ વેઠોછો આવડુ દુઃખ; અમો મેળવું તમારા ભાઇને;શીવજી કરશે સુખ. અમને ભાઈ મળ્યો તમ તણો, તે વાત કહું પ્રકાશ; ચારસેં જોજન વિમાન છે; તે છે અમારી પાસ. સાંભળતામાં હરખ્યો ઘણું; ધન ધનરે ધન; આજ બાંધવનો મેળો થશે;આતે સાચું કે સુપન. તતખર થયો વળી તે સમે, રાજા કરે વિદાય; રાજાએ ધન બહુ આપીયું, વળી પુત્રી વળાવી ત્યાંય. સાતસેંવાળાપર બેઠા જઈ; નરનારી બે સાથ; વિમાન બે તૈયાર કર્યાં; તે કહું વિસ્તારી વાત; માણધરને વજીર સહી; તે ચારસે ઉપર

અસવાર; આજ્ઞા માગી રાયની, જવા થયા તૈયાર. મા કહે દીકરી સાંભળો, કહાવજો કુશળ ખેમ; જળ વિનાની માછલી, હું તુજ વિનાની તેમ. એમ કલપાંત કીધું ઘણું મુખે કેમ બોલાય; પુત્રી પણ એમ પીછે, ગળગળીત થઇ જાય. વળાવીને પાછાં વળ્યાં; પ્રધાનને સૌ લોક; રાય સભામાં આવીયા. પરહર્યો પાછો શોક.

ચોપાઇ—હવે એ વાત એટલેથી રહી પેલા વિમાન પર બેઠા જઇ; સાતસેં વાળું જે વિમાન; તે ઉપર બેઠો રાજાય. સાથે બેઠી કસ્તુરાવતી;એ બેની શોભના પારજ નથી. ચારસેં વાળું વિમાન જેહ; તે ઉપર પ્રાણધર બેઠો તેહ. સાથે બેઠો વજીરનો તન; એ રીતે ચાલ્યા ચારે જણ; ભરદરીએ ચાલ્યું જેટલે. શું કૌતક થયું તેટલે; સો જોજન જ્યારે તે ગયા. ભરસમુદ્રે તે તો આવીયા. ત્યારે રાજાએ વિચાર્યું ખરૂં; માહારૂં વિમાન તે આગળ કરૂં. એમ વિચારી ખેંચી દોર; કીધું રાયે અતકુ જોર; વિમાન સડસડાટ ચાલ્યું જેટલે; પાણધરે તે દીઠું તેટલે, એ મારાથી આગળ જાય;મારા કીસબથી આગળ થાય. એને આગળ જવા કેમ દઊં, પલક એમાં પકડી લેઉં. તે પણ કળથી મરડી સહી;ચાલ્યું તેની ખબર ના રહી. બરાબર ચાલ્યાં જેટલે; માંહોમાંહે અથડાયાં તટલે.

રાજાનું વિમાન તે ભાગી ગયું, એટલામાં શું કૌતક થયું હાહા એમ કર્યો પોકાર; વિમાન પડયું દરીયા મોજાર. હાહા એમ કહ્યાં વચન; વિમાન ગયું છે દશ જોજનઃ રાજા રાણી બે જળમાં ગયાં, પેલા બે જણ માર્ગ વહ્યા. નારી જળમાંપડી જેટલે; એક મછે ગળી તેટલે; તે મછ ભર જળમાં વહ્યો છે સહી, વિમાન તો પડયું છે તહી; ભાગ્યું પણ લાકડું કહેવાય; તેને વળગી પડયો તે રાય. જીવ્યાની આશ મનમાં નથી; પણ ધિરજ રાખી સર્વથી. રૂદેમાં સમર્યા શ્રી ભગવાન; તુહી તુહી એમ ધરે છે ધ્યાન. તું મને ઉગારે સ્યામ; સમુદ્રમાં પથર તાર્યા રામ; તું જળને સ્થાનક સ્થળ કરે; ને સ્થળને સ્થાનક જળ ધરે. એમ સાત દીન ને સાત રાત; દુઃખ વેઠયું રાજાની જાત; આઠમો દિવસ થયો જેટલે; બેટ એક આવ્યો તેટલે; લાકડું તણાઇને આવ્યું તહાં; જ્યાં બેટ એક છે તીહાં; બેટ ઉપર નહી કો જન; એકલો જઇ ઉભો રાજન. ચારે પાસ જળ દેખાય. ઉપર તો વાદળ જણાય. અરે કસ્તુરાવતી કયાં ગઇ; માહારી આ શી ગત થઈ. કયાં ગયો મારો પ્રધાન; જે ગુણ સ્વભાવે ગુણવાન; હવે હું કયાં જઇને રહુ. આ બેટ ઉપર તે શું ખાઉં. જવા

ળનું પાણી આવસે જેટલે, પેટ ઉપર ફરી વળશે તેટલે;
કોણ હવે મન રાખણહાર, એમ ચીંતા કરે રાજકુમાર.
એમ બાપડો સઘળે ફરે, કસ્તુરાવતીનું ધ્યાનજ ધરે;
માહારી રાણી તે કયાં ગઇ,એ રતન હાથે છાજ્યું નહીં.
હાય મેં જુઠો કર્યો વિચાર, પરપંચે પરણ્યો હું નાર;
મેં જાણ્યું મારી થઇ નાર, હવે એ નારી કયાં જનાર.
મેં પેલા ભવની વાતજ કહી, ત્યારે મુને પરણી સહી;
પેલા તપશીએ મેણું દીધું જેમ, કસ્તુરાવતીને પરણ્યો
તેમ;હું પરણ્યો પરપંચે કરી,ગઇ જોતામાં હે સુંદરી; મેં
જાણ્યું તપસીને લાગુ પાય,દેખાડું કસ્તુરાવતી કન્યાય.
મારૂં ધાર્યું તે કયાં ગયું, ઇશ્વરનું ધાર્યું આગળ થયું;
એમ કહીને કરે રૂદન, કોણ સાંભળે તેનું વચન.

છપ્પો-કર્મે વશ સંસાર, કર્મે કીરતારજ ચાલે; કર્મે
ડહાપણ ચાતુરી, કર્મથી ગામમાં મહાલે; કર્મથી
મળે શુભ નાર, રાજ પણ કર્મથી પામે; કર્મથી ગુણ
લક્ષણ, દુખ સૌ કર્મથી વામે, કરમથી ધન મળે ઘણું,
કર્મથી સઉ કરજોડી રહે; સુખ દુખ એ સઉ કર્મથી.
શામળભટ સાચું કહે. કર્મથી પૃથ્વીપર રાજ, કર્મથી
ભીખજ માગે; કર્મથી વાહન બેસનાર, કર્મથી દોડે
આગે; કર્મે ડાહ્યાજન, કર્મે સૌ ઘેલો કહે છે; કર્મે

સહિને પાલણ. કરમે સૌ આધિન રહે છે; કર્મ કરે તે કોઇ નવ કરે, સુખ દુખ હાણ વૃધી સહિ; કરમે કસ્તુરાવતી મળી તહીં; કરમે હું આવ્યો અહીં.

દોહરો—એમ કલપાંત કુંવરજ કરે, પછી વિચાર્યું મ-નશું જ્ઞાન, નાગે મને કહ્યું હતું; તેનું ધરીયું ધ્યાન. ઈષ્ટ દેવ તું માહારો, હું તારો છું બાળ. કષ્ટ પડ્યું મને અતિ ઘણું; આવી કરો સંભાળ. તમે મુજને કહ્યું હતું, સંભારો જે વાર; કષ્ટ પડે મુજને સંભાળજે, તે આવી કરો સહાય. એમ સ્તુતિ કીધી ઘણી, પ્રસન્ન થયો તે નાગ; એ દોરો મંતરી નાંખ્યો સહી. ફળીયું કુંવરનું ભાગ્ય. આ દોરો કયાંથી આવીયો; ઇહાં નથી માનવની જાત; દોરો લીધો તે કુંવરે, મનમાં વિચારી વાત. તે દોરો લીધો હાથમાં, બેડાં બેડાં કીધી રમત. પગ અંગુઠે બાંધ્યો સહી, તે થઈ ગયો પોપટ. તેવો ઉડયો ગગનમાં; ચીત ધરિ ઉલ્લાસ, હવે મોત થકી તો ઉગર્યો, એમ ક-હી ચાલ્યો આકાશ. હવે એ વાત રહી એટલે, કહું ના-રીનો નેટ; તે સમુદ્ર માંહે પડી, તે ગઇ છે મછને પેટ. તે મછ ત્યાંથી ચાલીઓ, જોરાવતી નગરી માંહ; ત્યાં ઢીમરે જાળ નાંખી સહી, આવી તે ફાંદા માંહ. તે નગર પ્રત્યે લાવીઓ, તેનું વધ કર્યું ત્યાંહ; માંહેથી સ્ત્રી ની-

કળી, તે અધમુઈ છે જાણ. શ્વાસોશ્વાસ કાંઇ છે નહિ, ઘડી બેચડીએ જશે પ્રાણ,એવી અવસ્થા જોઇ નારીની; ઢીમર લાવ્યો રાજભોવન. સેવક મોકલ્યો પોતા તણો, મોકલી ત્યાં સુખપાલ; તેડાવી પોતા કને; જોયા તેના હાલ. રૂમાં ભરી સેક કરાવિયો, ત્રણ દીવસ એમ સાર; જીવ શાંતિ પામ્યો સહી, ત્યારે કાંઇ ચૈતન થઇ નાર. ઉઠવા બેસવા માંડિયું, ત્યારે રાજા હરખ્યો મન, એમ કરતાં પ્રભુ કૃપા કરે તો, સારી થાય સ્ત્રી જન. ઓસડ વેસડ કરે અતી ઘણાં, હવે માસ થયા છે ચાર; ત્યારે બોલે ચાલે સહી, સાજી થઇ તે નાર. માત તાત કોણ તમ તણાં, કોણ તમારો છે ભરથાર; કોણ દેશમાં રહો તમો: ને સાચી કહોને વાત. જો જુઠી વાત બોલો તમો, તો ઇશ્વરની આણ, તારે નારી કહે નરપત સુણો, મા-હરા કર્મની કહાણ. કપુરરસ માન દેશ માહરો; ત્યાંનો કપુરસેન રાજાન; કપુરાવતી રાણી સહી; તેહ તણી હું તન. કસ્તુરાવતી નામ છે માહરૂં, લાડકવાઇ અપાર; માત તાતને વાહાલી ઘણી; મુને બહુ લડાવે લાડ. સવા શેર કસ્તુરી ચોળી કરી, નીતે હું તો નાહુ; મારા બાપ પરણાવવા કહે; પણ મનમાં હું ના ચાહુ, પુર્વનું જ્ઞાન મુજને હતુ.તેહ મળ્યો ભરથાર;ને ચીત્રસેન રાજા તણો,

બરાસ નામે કુમાર; તે પરણ્યો મુજને પ્રીતથી, સાસરે જતી હતી સાર; વિમાન હતું તે ભાગી પડ્યું; ભર દરીઆ મોઝાર. તે કંથને હું કામની, પડીઆં અરણુવ નીર, સ્વામી મારો દુખીયો થયો, જે હતો બાવનવીર. મુને ભાન મહારૂં નથી, જે કયાંથી આવી આ ઠામ; કોણ દેશ રાજા તમો; શું છે તમારૂ નામ.

ચોપાઇ—ત્યારે રાજા વિસ્મેથયો; વળતો બોલ કુંવરીને કહ્યો, અરે બેન તું લાડકવાઇ, કપુરસેન હતો મારો ભાઇ. મારા કાકાનો છોકરો સાર; પિત્રાઇ છે પણ મિત્રાચાર; તેની પુત્રી કસ્તુરાવતી, અરે બેન તારિ આ શી ગતી. અમ ઉપર બહુ રાખે હેત. સોંપે તનમન ધન સમેત; તારૂં મુખ જોવા પામે નહીં લોક, તેની ગતી કેમ આવી હોય. રાણી બાઇ આવી તે ઠામ; સુલોચના છે તેનું નામ; તેણે સાંભળ્યું એ વૃતાંત; અતિશે માંડયુ કલ્પાંત. રાજા પણ કરે રૂદન. તે મન ધરે જુગજીવન; ત્યાં વહાલી રાણીને બાલ;તેના શા થયા હવાલ. કસ્તુરા વળી કરે રૂદન, કયાં ગયો માહરો સ્વામીન; અમારા હૈડાનોહાર, પ્રીત અતીશે અપરંપાર. મારે તેની સાથે છે કામ; કયાં ગયો એ મારો શ્યામ;તોડે કેસને હૈડું હણે; બરાસબરાસ મુખેથી ભણે. સૌ મળીને પીછવે નાર,કયાં

ગયો માહરો ભરથાર; પરમેશ્વરે બચાવી મુને, આવી મળી કુટુંબ સૌને; તેને ઇશ્વરે કરી હશે સહાય, કાલે આવી મળશે આંહ્ય; એમ વિનવે નગરના લોક, પણ સોચે નવ ટળે શોક. પછી વિચાર્યું કસ્તુરાવતી, ચિરજ માહરી રહેતી નથી; હવે સંભારૂ સીતાપતી રામ. તે મેળવશે માહારો સ્યામ.પછી નારીએ એવું કીધું તહીં; રૂદન તજીને છાની રહી; રાજા પ્રત્યે કહ્યું તે ઠામ, માહારૂ એક કરોની કામ.

છપ્પો—પુત્રી કહે સુણ તાત, વાત એક માનો મારિ, સ્વામીને જોગે જોગ. ભોગ શા કામનો ભારી; શણગાર સજુ નહી અંગ, સંગ નહી સાહેલી; આ મેડી મેહેલ અવાસ, સહુ જાએ તે મેલી; ખાન પાન ધ્યાન માન, તે ઉપર નવ ધાવું; સવા પારોર જવનો લોટ. ત્રીજે દહાડે ખાવું, કાથો રંગ ને રાગ; અંજન મંજન નહી કરવું; માહારોસ્વામીમળશેજ્યાહરે;તહાંલગી એમ ઠરવું; એક સફેત વસ્ત્ર ધરવું અંગ; સંગ રાખું જપમાળા;પરૂ સમુદ્રનું ધ્યાન;સુખ કોણ આપે ટાળા;હું તજુ મુખતંબોળ; બોલ માનો આ સાચો; મને સ્વામીનો પડયો વીજોગ; કર્મ અક્ષરનો કાચો; શ્રીરામજી કરૂણા કરે;હું કહુ તેમ કરવું સહી; જ્યાં સુધી સ્વામી મળે; ત્યાં સુધી પાળું અહીં. એક નવું કરી આપો વહાણ; સત સાહેલી દો

સાથે; રહુ દરીઆની માંહ; અવધ સ્વામીજીને હાથે ત્યાં ધર સમુદ્રનું ધ્યાન; જ્ઞાનમાં રાખુ એવું; તુહી તુહી કરે સહાય; મુખે વાણી એમ કહેવું; એવું કહીને નાર,રહી ગઇ છે છાની; સાંભળી રાજાએ વાણ વાત કુંવરીની માની; એક વહાણ નવું કરાવી આપીયું; સત સાહેલી સાથ; સમુદ્ર વચે સુંદરી. કસ્તુરાતીને માટ.

ચોપાઇ—હવે એ વાત એટલેથી રહી, પ્રાણધર પ્રધાન-ની શી ગત થઇ; તેનું વિમાન આગળ ચાલ્યું જેટલે; વિચાર મનમાં કર્યો તેટલે; હવે રાયજી પછવાડે રહ્યા, આપણ બેઉજણ આગળ થયા; વીમાન પડ્યું તે દરી-આમાંય. પણ બે જણ નવ જાણે કાંય, એમ ચારસે જોજન ગયા જેટલે. વીમાન અટક્યું તેટલે, તે મનમાં પામ્યા હુલાસ,આવ્યા અશાવરી નગરીનેપાસ બેજણ આવ્યા નગર મોજાર, જ્યાં દેવધર રાજ કરે છે સુતાર; રાજ મહેલમાં ગયાં જેટલે,દેવધરે ભાઇ દીઠા તેટલે; પ્રાણધરે ઓળખીયા ભાઇ, તત્ક્ષણ આંસુ આવ્યાં ભરાઇ; ધસીને બે ભાઇ ભેટયા સહી,પ્રેમ આલીંગન છુટયાતહીં મળી ભેટીને દીધી આશ,પછી ભાઇ બે બેઠા પાસ,ગુણ સ્વભાવ પણ બેનો સહી.એક એકની વીગત કહી.દેવધરે પછી કરયા પ્રણામ.કહોજી કયાંછે રાજાન;તેણે નેત્ર ભ-

રીઆં નીર, વજીર સુતને નવ રહી ધીર. ત્યારે પ્રાણધર બોલ્યો વચન, પછવાડે રહ્યા રાજન; સાતસે જોજનનું વિમાન છે જેહ; તે ઉપર બેઠા છે તેહ. રાજા પરણ્યા કસ્તુરાવતી. તેની જોડ પૃથ્વીમાં નથી તે પછવાડે આવે રાજન, અમો આગળ આવ્યા બેઉ જન.

દોહરો—એમ વાત કહી સહી, થયા બહુ રળીઆત; ભર સમુદ્ર માંહે પડયો, તે જાણતું નથી કોઇ વાત. દેવધરે તૈયારી કરી, શાક પાક સાવધાન; ભોજન કરીએ આપણે, જો આવી ચડે રાજન. વાટ જુવે બહુ રાયની થયો બહુ ઉચાટ; ઓઆવ્યા ઓઆવશે, એમ જુવે ચોન્દેશ વાટ. પછે વજીર સુતને ધીરજ નવરહી, થયો અશ્વે અસ્વાર; દેવધર પ્રાણધર સાથે થયા, આવ્યા નગરની બહાર તે સમુદ્ર કાંઠે આવીયા, જુવે ઉંચી કરીને દ્રષ્ટ; નીહાળી નીહાળી જુવે ઘણું; મનમાં પામે બહુ કષ્ટ. એમ સાંજ પડી ગઇ જાહરે, ત્યારે થયા નિરાશ; દેવધરને વજીર સહી; પાછા આવ્યા અવાસ. ભોજન કીધું મન ભંગથી, કેમ આવ્યા નહી રાય; એમ ત્રણ જણ વાતો કરે; આકુળવ્યાકુળ થાય; દુઃખે રાત એમ વહી ગઇ,ને થયો ઉદે પ્રભાત;ચિંતાતુર બેઠા સૌ,નવ આવ્યા રાજકુમાર.રાજકુંવરને મુકી રહી, હવે શું જાઉં ઘેર

ચિંતાતુરછે અહિ ઘણા;સુજે નહિ કંઇ પેર, એમ વિ-
ચાર્યું વજીર સુતે, તજ્યો સકળ સંજોગ; ફકીર થઇને
નીકળ્યો,આપે લીધો જોગ. દેવધર પ્રાણધર વારે સહી,
પણ માને નહી તેનું મન,રાજકુંવરને કારણે, ફકીરથઇ
નીકળ્યો તે વન. દેશ દેશ તેને શોધતો, ફરતો વનેવન;
ખાવું પીવું નીદ્રા તજી; ને સોધે રાજાનો તન.

ચોપાઇ—એ વાત એટલેથી રહી, રાજકુંવરની શી ગત
થઇ;તે પોપટ ઉડયો આકાશ,તનમાં પામ્યો છે ઉલ્લાસ.
દિવસ ઘણા ગયાછે વહી, ઉડતો ઉડતો આવ્યો અહી;
મધ્યદરિઆ વચ્ચે જ્યાં વહાણ ત્યાં પોપટ આવ્યો નિ-
ર્વાણ. દીવસ ત્રણ ગયા છે વહિ, ઉડતો ઉડતો આવ્યો
અહી; તે મુખેજપે શ્રીરામ,વળી લે કસ્તુરાવતીનું નામ.
ધજા બાંધી કુંવરીએ સહિ, તે ઉપર બેઠોછે જઇ; મધુરે
સ્વરે બોલે તે વાણ;વિંધ્યા તે નારીના પ્રાણ,ધ્યાન સમુ-
દ્રનું ધરતો રહે; વળી ક્ષણમાં શ્રીરામજ કહે; વળી કહે
કસ્તુરાવતી, મને તે વિના રહેવાતું નથી. કસ્તુરાવતી
બોલી વચન, આ શું બોલેછે પંખી જન,તમે ધીમેધીમે
ઉપર ચડો, પાસે જઇને તેને અડો.રખે પંખી એ ઉડી
જાય;જો આવશે એના જાણવામાંય;અમે તે ઉપાયકરવો
સહી; જેમ તેમ પંખીને લાવો ચહી. દાસી કહેરેસાંભળ

આંઈ, એ વાતની ચીંતા કરવી નહીં, એમ કહીને ઉપર તે ચડી; જઇ પોપટનીપાંખે અડી. ચતુરાઇ ચલાવી તેવડી; પોપટને લીધો પકડી; લઘુ લાઘવી કીધી ત્યાંય, પાસે જઇને ઝાલ્યો પાય. પંખી કે શા માટે લે, દુખીઆને કાં દુખજ દે; હેઠી ઉતરી તતક્ષણ તહીં, આવી રાણી પાસે ઉભી રહી. પોપટ તેણે મુકયો પાસ; કસ્તુરાવતીની પોતી આશ; કસ્તુરાવતી કહે પોપટજી સુણો; સાચી વાત અમ આગળ ભણો; પોપટે ઓળખી તે નાર; ત્યારે નેત્રથીવહી આંસુધાર; ડગમગ જોયાં કરેછે તહીં; ત્યારે નારીએ વાણી કહી. પોપટ ભણેછો કોનુ નામ. ક્ષણમાં લોછો શ્રીરામનું નામ. નીસાસા મુકો શામાટ તમારેછે આવો શો ઉચાટ;

દોહરા—પોપટ કહે પંખી અમે; પણ અમારી એવી રીત, કસ્તુરાવતીને રાયની; ને સાથે બહુ પ્રીત. એમ કહી ચરણ આગળ ધર્યો, અરે પ્રેમદા દોરડો છોડ. વાત કહુ મનડા તણી; તો પોહોંચે મનના કોડ. ત્યારે દોરડો છોડીયો નારીએ; તતક્ષણ પોહોંચી આશ; એ શુસ્ત્રીર થઇને રહ્યા; જુવે તો રાય બરાસ. જંખવાઇ ગઇ તે તારૂણી; લાગી તેને પાય; આ સાચુ કે સ્વપ્નુ સહી; એમ થોડી થોડી થાય. તમ વિના હું ટળવળું, છેક થઇ નીસી શક; ભલે આવ્યા મારા નાથજી, આજ પોહોંચી મનન-

આશા.જળ વીના જેમ માછલી,તલપ તલપ જીવ જાય,
તેમ હું તમ વિજોગથી; મારિ કાયા અકળાય; આજ
સમુદ્ર દેવે સાહતા કરી,મળ્યા આવીને કંથ;તમ વિજો
ગથી વાહાણમાં આવી કરી, જોયા કરૂં નીજ કંથ. કંથ
કહે છે કામની;મારા એહ હવાલ;પંખી રૂપે વનમાંભમુ;
આણત મારો કાળ. જો તું મળત નહી માનુની; તો
નિશ્ચે તજતે દેહ; પરમેશ્વરે મેળવ્યાં; ભાગ્યો મનસંદેહ.
નારી કહે કહો કેમ થયા;કેમ પામ્યા સમુદ્ર પાર; પંખી
રૂપ તમે કેમ થયા; કેમ આવી પોતા આ ઠાર.ત્યારે બ-
રાસ રાય એમ બોલીઓ; સાંભળ નારી વાત; વિમાન
ભાગ્યું જળમાં પડયા;ત્યારે બે જણ સાથ. તું તો બુડી
જળ વિશે; હું જઈ પોહોચ્યો તે ઠાર,વીમાનનું લાકડું
હાથમાં રહ્યું; તેથી ઉતરયો જઇ પાર, મેં સ્તુતી કીધી
નાગની. જે મુજ ઇષ્ટ કહેવાય; હવે અંતરીક્ષથી આ
દોરડો. આવી પડયો જળમાંહ; મેં જઇ લીધો હાથમાં,
કીધી સહજ રમત. મેં પગઅંગુઠે બાંધીઓ તે થઇ ગયો
પોપટ; ત્યાંથી ઉડયો આકાશમાં, ફર્યો ઘણાંએક ગામ;
ત્યાંથી ઉડતો ઉડતો આવીઓ. આ વહાણજ કેરે ઠામ.
મન માન્યું આજ માનુની; મળી નાર તું તુરત; નહી
મળત જો તું મુજને, તો હું પામતો મરત. એ હકીકત

છે માહરી, હવે તારી કહે વાત; સમુદ્ર મધ્યે તું પડી.ત્યાં કેમ બચી તું ઘાટ ત્યારે નારી કહે સુણ નાવલા, મારા મનની વાત; જળમધે હું પડી સહી, એટલે ગળી ગયો એક મછ, મછજ ત્યાંથી આવીઓ, આ જોરાવતી છે ગામ, મારો પિત્રાઇ કાકો રાજ કરે; જેનું ચિત્રવરમાછે નામ. મછ આવ્યો આ ગામમાં, ઢીમરે નાંખી જાળ; મછમાંથી નીકળી જીવતી, લાવ્યો સભામાં તતકાળ, શોક કીધો મને અતી ઘણો, સુખી થઇ શરીર, ત્યારે વૃ-ત્તાંત તેણે પુછીયું, વળી નયણે ભરીયાં નીર. પુત્રી કરી રાખી મુને, ઢીમરને કીધો ન્યાલ; તમ વીજોગ હું રહી; એ કહ્યો મારો હેવાલ. એમ કહી ચરણે નમી,દીધું આ લીંગન,મન માન્યું આજ માનુની,છે ધન ધન આ દન. આજ વિજોગભાગ્યો સહી;મળ્યા શુભ ભરથાર, આશા પુરણ માહરી થઇ; ધન ધન તું કીરતાર. હવે ચાલો સ્વામી પધારીએ, આપણા નગર મોજાર. હવે મેહેલમાં મહાલીએ, હવે કાં લગાડો વાર. વાત સાંભળી હરખી ઓ, ભેટયો ભામીની સાથ. હરખે આલીંગન છુટે નહી, ભીડી બે હાથે બાથ.

ચોપાઇ—ભામીનીને તે ભેટયો જઇ, કામની કહે હવે મુકુ નહીં. કહે બરાસ સાંભળરે નાર. આપણુ જઇએ

શેહેર મોજાર. સમુદર મધ્યે રહીયે સહી; જાર વહેવાર કરવો પડે નહીં. એવું કહીને મુકાવી વાત, દાસીને બોલાવી કહિ વાત. તમે જાઓ રાજાની પાસ. આવાત સર્વે કરો પ્રકાશ. કહીએ સમુદરદેવે કરી છે સહાય; આવી પહોચ્યોછે બરાસ રાય, એમ કહેતા દાસી તતપર થઈ, જઈરાજાને વાતજ કહી. સાંભળો ચીત્રવરમા માહારાજ. સમુદરદેવે કીધું આપણું કાજ. પોપટ રૂપી પંખી સાર; આવી બેઠો વહાણ મોજાર; કસ્તુરાવતીનું માન્યું મન, એતો નીકળ્યો ચીત્રસેનનો તન, સાભળતાં રાય વિસ્મે થયો. પ્રધાનપ્રત્યે બોલ તો કહ્યો, સેના સકળ તૈયારજ કરો, રાજા કહે વળી હરખે ભર્યો, પુત્રીનો આવ્યો ભરથાર, તેડી લાવો નગર મોઝાર, એમ કહીન તૈયાર થાય; તેડવા આવ્યા ચિત્રવરમાય. વાજતે ગાજતે આવ્યા તહીં. મોતીડે વધાવ્યા લેઈ, સભામાં બેઠા રાજન; પાસે બેઠો ચિત્રસેનનો તન. એક એકનાં કહ્યાં વૃત્તાંત, ભાગી સૌના મનની ભ્રાંત, રાજસભામાં આવે રાય, સાંજે ઉઠી મેહેલમાં જાય. નવો મેહેલ આપ્યો રાજન, મેહેલમાં રહ્યાં નરનારી જન, ખાય પીએ ને ખુબી કરે, એક એકને દેખી દિલ ઠરે. પ્રીત જેવી ચંદ્રચકોર, પ્રીત જેવી બપૈયા મોર, પ્રીત જેવી જળ માંછલી સાથ, પ્રીત જેવી

ચંદ્રમા ને રાત. એક ઘડી અળગાં નહીં કોય, બેઉની પ્રીતી સમોવડ હોય, કામની કંથ કરે કલ્લોલ; એકએકના પડતા ઝીલે બોલ. એક એકને કાંઇએ નહી દાવ. ઘણી પ્રીત ને અદકો ભાવ; રાજાનું મુખ જોઇ દાતણ કરે, રાજા ઉપર હેત અદકુ ધરે. ખાય પીએ ને રંગે રમે, એક એકનું મુખડુ ગમે; એક દીવસ પછી રાજાય; પોશાક પેહેરીને તતપર થાય.

દોહા—ત્યારે કસ્તુરાવતી કહેકંથજી, સાંભળો માહરી વાત, આજ જાર વહેવાર કરવો સહી, છેડો ઝાલ્યો હાથ. આજ સભામાં જશો નહિ, આપણ કરીએ રંગ વિલાસ; ખાનપાન કરી ઘણા, પુરણ કરો મુજ આશ. ત્યારે કંથ કહેરે કામની, દિવસે ન કરીએ ભોગ; અમો સભામાંથી આવ્યા પછી, મેળવશું સંજોગ. નારી કહે નહીં માનીએ, આજ જવા નહી દઉં; વળી વીઘ્ન કાંઇ ઉપજે, માટે લાવો લઉં. એમ કહી વળગી પડી, ત્યારે વિચાર્યું રાજન; હું કહ્યું કરૂં કામની તણું હોંશ પુરૂ એની મન. લુગડાં ઉતાર્યા રાયજી. કીધો શુભ સંસાર; મન મનાવ્યું માનુની તણું; સફળ કીધો અવતાર. રંગ રાગ કીધા ઘણા, હેતે પડી છે રાત; ત્યારે નારી કહે સાંભળો; સેજ સમાગમ વાત, તમો રીસ ન કરશો રાયજી, તો કહું

એક વાત વિચાર, હું તો સેજ ભાવે કહુ; પણ રીસ ન કરશો લગાર.ત્યારે બરાસ રાય એમ બોલીઓ, એ શું બોલી વાત; તુજ આધીન હું થઇ રહ્યો, સોંપું તનમન જાત. માટે કહેવું હોય તે કહે મુને, શાને ચીંતા કરોછો મન; કોટી ગુનો બક્ષુ તને. મનાવું તારૂં મન. ત્યારે કસ્તુરાવતી કહે સાંભળો; મારા મનનો વિચાર; નારી માંહે મોહ ઘણો, ચતુરાચતુર સુજાણુ. અંતે બુધા તેની પાનીએ; શું ઉપનું ત્યાં અજ્ઞાન.

ચોપાઇ–માટે નારીનું મુરખ નામ. જોજો હવે શું કીધું કામ; એ બોલી સ્વામીની સાથ; તે તમને સંભળાવું વાત. નારી કહે સાંભળ ભરથાર; સેહેજ વાત કહું આ ઠાર; નારી તે મોટી સર્વથી; પુરૂષમાં કાંઇ પરાક્રમ નથી; નારી મન ચાહે તે કરે; પુરૂષથી એકે અર્થ નવ સરે; મેં આજ કીધું મન નિરધાર, જવા ન દીધા સભા મોજાર; જો નારી જવા મન કરે, તો સો તાળામાંથી પરવરે; માટે નારી છે ચતુરસુજાણ; પુરૂષ જાણું છું અજ્ઞાન. તમો છો રાજાના તન, તમો જેવું નથી કો અન્ય; તમો ફકીર થયા મહારાજ; તે પણ નારી કેરે કાજ; માબાપને મુકયાં પરહરી; હંસા હંસા મુખે કરિ, બહુ દુઃખ વેઠયું જાહરે; અમો તમને મળ્યાં તાહરે. નારી આગળ નર

કોણુમાત્ર;તમો સાચીમાનજો વાત; હંસ આગળ કાગડો ; જેમ; ઘોડા આગળ ગર્ધવ તેમ.ગંગા આગળજેમ ખા-ડીઓ; અશોક આગળ જેમ વાડીઓ; કંચન આગળ; કથીર જેમ, નારિ આગળ પુરૂષ તેમ એ સાચી કે જુઠી વાત;સાચુ કહોને મારાનાથ;કસ્તુરાવતી નાં સુણી વચનં દીગમુઢ થયો પોતે રાજન; તું તો એ શું બોલી નાર;તુ શું મનમાં નથી કરતી વિચાર.નર વિના તે નારી કશી; કેમ બુદ્ધિ આજ એવી વશી. કાંઇ એમાં થશે વિઘ્ન;ફરી ન બોલીશ એવું વચન, નર થકી નારી મુકે માન; નારી હળવી પીંપળ પાન. તારે નારી બોલી ફરી; એ વાત તો તમે ખોટી કરિ; નારિવડે તો નર હોય;બાકી નરને માને નહિકોય,નારિ આગળ નરનું શું જોર;જાણેકેદમાં રાખ્યો ચોર;નારીથીનરનિશ્ચે હોય;પણ નરથી નારિ નહિ કોય.

છપ્પો—કરણુ બળી રાજન; કોરવ પાંડવ જે સુરા. મા-નધાતા મહિપતિ; તે પ્રતાપે પુરા; ઇંદ્ર ચંદ્ર હરિશ્ચંદ્ર જે સતવારી રાજા; ધરૂવ અમરિખ પ્રલાદ;જે ભગવતિ છે ઝાઝા;શુરવીર ડાહ્યા હતા ઘણા;પણ આગળ તે શી મ-ણા શુરા થઇ ધરે સમશેર; રણમાં જુધ્ધજ કરતા. ચુકવે ન્યાય અન્યાય; પ્રથ્વીનો ભાર શીર લેતા. વળી ચોદ વિદ્યા ગુણ જાણુ, બહુ ડહાપણુ ચતુરાઇ. કામણુ ટુમણુ

ને વશિકરણ, શીખવાને રહે વડામ; વિશ્વ વખાણ તેનાં કરે, સાત સમુદ્ર તરે સહી, તે પીશાબ વાટે નાસર્યા, માટે નારી મોટી સર્વે કહિ.

ચોપાઇ–એવી વાત કહી જાહરે; રાજાને દુઃખ લાગ્યું તાહરે; હમણાં હાંસીમાં થાશે હાણ; એમ રાયે જાણ્યું નિરવાણ. નરનારિની ઉતપત જેહ, નર થકી થાય છે તેહ. નર વિના નારી શું કરે; નારી તે નરને આશરે. એ ઇશ્વરની સર્વે ગતિ; એમાં તું ને હું જાણતાં નથી એમાં ખાલી શું તાણે ભાર, એ કરતાહરતા કીરતાર; નર કરે તે નારિથી નહિ થાય; નારી આગળ નર કોણ કહેવાય, ત્યારે બોલી કસ્તુરાવતી; નારિ આગળ નરનું ચાલતું નથી. તે ઉપર કહું એક દ્રષ્ટાંત; ભાગું તમારા મનની ભ્રાંત, નારિનાં પણ પાક્રમ છે જેહ, તમ આગળ સંભળાવું તેહ.

દોહા–કારકુન એક નગરનો, તેનો દીલીપતિ રાજન; સતવાદી રૂડો ઘણો, વસે અઢારે વરણ; ત્યાં વિસાશ્રી. માળી વાણીઓ, તેજ નગરનો શેઠ, લક્ષમી અલખ છે તેહને; પાંચ પુત્ર છે નેટ. દાન માન ને ડહાપણે; સહુ વાતે સમરથ; આજ્ઞા માને સર્વ કો; એ આગળ સહુ અર્થત વીરચંદ નામ તે તણું; માનબા તેનિ નાર; સોમદત;

વીરદત રીખવને, સોંપ્યો સઘળો ભાર. કસ્તુરાવતી નામે કામની, તે સોમદતની નાર; રૂડી શોભા તેહની, ઘરનો રાખે ભાર. તેશું પ્રીત રાખે ઘણી, સોમદતને વાહાલી પ્રાણ; નરને નારી તે માને નહિ, ખોટી જાણે વાણ જુઠી વાત બહુ દાખવે, કરે હાવ ને ભાવ; તમથી વા- વાલું કોઇ નહિ, એવો એનો બનાવ. મનમાં ગણે નહિ કંથને, મોહોડે કરે વખાણ; તમ પડખે ચાલે નહિ, તુ મારો જીવનપ્રાણ. સોમદત સાચુ લહે, જાણે સતી મુજ નાર; હેત બહુ મુજપર ધરે, પ્રીતછે અપરમપાર. પાણી કેમ પીવાએ તમ વિના. આરોગે એકે મન; નીંદ્રા કેમ આવે નાવલા, તુજ ઉપર એવું મન.નારી મોહોડે જેકરે, કાલાવાલા કરોડ; તેને લેજો ઓળખી, નારી કેરી ખોડ. કંથને સ્નેહ દેખાડે ઘણો, કરે જારનું કામ; જાર સાથે જારી કરે, જાણતોનથી તે સ્યામ.ઘણા એક દીવસ વહી ગયા, નારી વિચારે આપ; જારને મળતું નથી, ઘરમાં કંથનું પાપ.ઉપાય કરૂ અકલથકી, કંથને કહાડું બહાર; પછે કંઈ ચીંતા નથી, સુખે તેડુ મુજ જાર. એ કલ્પના પોતે કરી, રાતે આવ્યો સ્યામ; ખાંનપાન ખુબી કરિ, નારી બોલી પ્રણામ. સ્રીચરિત્ર કીધું ઘણું, નેતરે ભ- રીયાં નિર; ધરૂશકા ભરી કહે કંથને, સાંભળો હઠના

ફિર કાલે મોહોમાંહે વાતો કરી, આ પાડોશણુનીસાથ; મોહોટો કુંવર મુરખછે, કાંઈ સમજતો નથી વાત.એના બાપે ધન ઘણું. તે બેઠો બેઠો ખાય; બીજો કુંવર છે નાનડો, તેને કેમ કહેવાય. એના બાપ એવડા હતા, જતા સફર ભરી વાહાણ;તેથી ધન મેળવ્યું ઘણું, આનો પેટ પડીઓ પાહાણ;એથી તો વાંઝીઆ ભલા, એવા ન જોઈએ તન, મુરખ પડયો મુજ પેટમાં,ખાય રહ્યું બાપનું ધન. મેં છાનામાના સાંભળ્યું, રહેવાયું નહિ ભરથાર; તે તમને કહ્યું સહિ, એવો માત તાતને વિચાર. ત્યારે સોમદત કહે નારી સુણો, સાચી કહીયે વાત હવે હું પરદેશે પરવરૂ, ધન લાવું અસંખ્યાત. મેહેણું ટાળું માબાપનું સફરે જાવું સવાર; સફરે જઈ આ૦ ઠા પછી સુખ ભોગવશું નાર. ત્યારે નારી કહે નાવલા, મેં ખોટું કીધું કામ;મારા પડપંચ મુજને નડયા,તમે જ ઠા કંગાછે ગામ. મેં એ વાત શાને કરી, તમ આગળ ભરથાર; ન કહ્યું હોત તો જાત નહીં, શાને નીકળત ઘરથી બહાર હવે તમ વિના કેમ ચાલશે; ઘડી એક વરસ સો થાય; તમ વિજોગે ફાટી પડી, એકલા કેમ રહેવાય. એમ કહીને કળકળે, રૂદન કરે બહુ નાર;થનાર હશે તે થાશે સહી, જવા નહિ દઉં ભરથાર કંથ કહેરે કામની. શાને

દુખ પામે મન; હું થોડા દિવસમાં આવીશ, રણીને આજુ ધન. એકવાર જાવાદો મુને, ફરી કહું નહિ બીજી વાર; મારા સમજે કામની, નેત્રે ભરે જળધાર. નારી કહે સુણો કંથજી, તમ વિના ઓશીયાળી થાઉં; તમ વીજોગે સઉ તજું, પાન ફળ નહિ ખાઉં. હાજર રહેશું-સાસરે, પલંગ તજુ ભરથાર; ખટરસ ભોજન નહિ કરૂ, શણગાર સજુ નહી લગાર. વેહેલા આવજો નાવલા, જોઉં છું તમારી વાટ; જ્યારે તમને દેખશું, ત્યારે ટળશેઉચાટ.

ચોપાઇ—મનમાં નારી ચીંતવે આપ, ક્યારે ઘરમાંથી જાએ પાપ; પણ મોહોડે કાલાવાલા કરે, તેનો સ્વામી સાચુ ધરે. એમ કરીને સુતાં નરનાર, એટલે થયુ ત્યાં સવાર, સોમદત ત્યાંથી ઉઠયો સહિ, સ્નાન દાતણ કીધું તહી, ભોજન કરતાં બેઠાં માતને તાત, સાથે બેઠા પાંચે ભ્રાત; ત્યારે સોમદત કહે પીતા સુણો. એક વચન કહું તે તમો ભણો. વહાણમાં માલ ભરૂ અપાર, પરદેશ જઇ કરૂ વેપાર; માટે અમને આજ્ઞા દીજીએ, શુભ મુહુર્ત જોઇ પંથ લીજીએ. ત્યારે બોલયાં માત ને તાત, પુત્ર તું સાંભળ અમારી વાત; શા માટે પરદેશ જાએ, એવું દુઃખ શાને ચાહો. આપણે દ્રવ્ય છે અપરમાર

આંખ આગળથી નહીં કહાડું બહાર.બીજા તો છે નાના કુમાર. તમારે માથે છે સઉ ભાર; એને સમજણ થાય જાહરે, તમો વિદેશ જાજો તાહરે. પુત્ર કહે જઇશું અમો, શાને ના કહો છો તમો; થોડા દીવસે અમો આવશું; જશ અતી લાખેણો લાવશું. માથે માબાપ બેઠાં છે સાર, ત્યાં સુધી જવાશે બહાર; પછે ચિંતા અદકી થાય, ત્યારે અમથી કયાંથી જવાય. માટે અમને આજ્ઞા રિજીએ, હવે અમે અમારો પંથ લીજીએ; તારે માબાપે વિચાર્યું મન, હવે કહ્યું માનવાનો નહિ તન. માતતાત કહે વહેલા આવજો, કુશળ વાત પહેલી કહાવજો; પછી પંડીતે મહુરત જોયું સાર,આજથી ચોથે દહાડે નીરધાર, ત્યાં વહાણની સજાઇ કરી; જણસ માલ તેમાં બહુ ભરી; ઘેર ગુમાસ્તા થયા તૈયાર,ચાકર નફર અપરંપાર.હવે સવારે નિસરવું સહિ,પિતા પ્રત્યે વાણી કહી; ત્યારે સોમદતે વાણી કરી, રાતે કુટુંબને મળવું સહી ભાઇભોજાઇ ચણ બેઠાં પાસ, સોમદત કહે આણી ઉલાસ; જેને જે જે જોઇતું હોય સાર, તમો તે લખાવો નિરધાર. શું જોઇએ તે કહોને તમો, નિશ્ચે કરીને લાવું અમો; તારે બોલી તેની માત, સાંભળ પુત્ર માહારી વાત. એક નોતમ સારૂ લાવજો ચીર,જેમાં હોય નવ રંગનું હીર; તારે

બેહેન કહે સાંભળો ભાઇ, કાંઇ હોય લાવજો નવાઇ. ભાઈ કહે તમને ગમતું જેહ, નવલ વસ્તુ કાંઇ લાવજો તેહ; જેણે જેવું ગમતુ મન.તેણે તેવું કહ્યું વચન. સર્વનાં લખી રાખ્યાં નામ; જેને જેવું હતું કામ, તે કાગળ રાખ્યો પોતા કને, પછે ગુમાસ્તા પ્રત્યે વાણી ભણે, જ્યારે આપણે આવવાનું થાય તે વખતે સંભારજો ત્યાંય;એટલે ગતપડી જાહરે; પોતે મહેલ આવ્યો તાહરે.પછે બોલ્યો નારીની સાથ, સાંભળ સ્ત્રી મારી વાત; તાહરે જોઇતું હોય જેહ, મારી પાસે મંગાવો તેહ, તારે નારી બોલી વાણ, એ જુઠી વાત શાને કરો જાણ; સાંભળો સ્વામિ ચતુરસુજાણ,અમને લેખામાં નહિ આણ. સર્વને આણી આપશો સહિ. હું મંગાવું તે લાવો નહિ; ત્યારે સોમદત કહે સાંભળો વાણ, તુજને મેં સોપ્યો છે પ્રાણ. સર્વનું પછી લાવશું સહી. તમારૂ પ્રથમ લાવશું અહીં. નારી કહે સાંભળો ભરથાર, એ મારા મનનો વિચાર, માહારા મનમાં છે બહુ ભાવ, મારે એક જણસનો છે અટકાવ; ગુમાસ્તા પાસ મંગાવશો નહિ, તમે જાતે લાવશો સહી, કોઇ ના જાણે તેનું નામ, માહારે છાનું છે તે કામ;તારે કંથ કહે સુણો તમો, છાનુ માનું લાવાશું અમો. તારે સ્ત્રી કહેરે ભરથાર, મારે સ્ત્રી-

ચરિત્ર જોઇએ આ ઠાર; જો લાવો તો લાવજો એહ; તારે હું જાણીશ પુરો સ્નેહ, પણ હું એટલે જાણું છું સ્યામ, મારૂ થવાનું નથી કામ; બીજાનું લેઇ આવશે સહિ, મારી વસ્તુ લાવવાના નહિ. ઘેલી નારી તેં ઘેલુ કહ્યું, તારી વસ્તુ લાવ્યા વિના કેમ રહું; કાગળમાં લખી લીધું તેહ, નારીએ મંગાવ્યું જેહ.

દોહરા—વાત કરતાં રાત એમ વહી ગઇ, થયું છે સવાર, સોમદત્તે ઉઠી કરી, સ્નાન કીધું તે ઠાર. ભોજન કીધાં ભાવતાં, જવા થયા તૈયાર; માબાપની આજ્ઞા લઇ કરિ; સઉને કર્યો જુહાર. શુભ શુકન વંદી કરી, ચડયા પોતે તહાં વહાણ; સહુ વળાવી પાછા વળ્યા; ઘરભણી નિરવાણ. સ્ત્રી કહે બલા ગઇ, પરદેશ ગયો ભરથાર; કલોલ કરીશું નગરમાં; હું ને મારો જાર. હવે વાહાણ ચાલ્યાં જોરથી; ભર દરીઆ મોઝાર; સાત માસ એમ વહી ગયા; એક નગ્ર આવ્યું તે ઠાર. વહાણ જઇ ત્યાં નાંગર્યા, હરખ પામ્યા મન માંય; માલ ઉતાર્યો તે શેહેરમાં; વેચવાની બહુ હામ. તે ગામનો એક વાણીઓ, ભુલાશા પારેખ નામ, તે ભારે માણસ અતી ઘણો; સહુ આજ્ઞા પાળે તે ઠામ. તે ગામમાં ડાહ્યો ઘણો, સૌ પુછી કરે છે વાત; સોમદત્તે મિત્રાઇ કરી; તે વા-

જુીઆ કેરી સાથ. ખાવું પીવું એકઠું, સુવું તેને ઘેર; પછે વાત રાતે રાતે કરે. કેવી થઇ ત્યાં પેર. ત્યાં માસ ચાર એમ વહી ગયા; ત્યારે વેચાયો માલ; નવો ભરાયોં તે વહાણમાં; પછી વિચાર્યું તતકાળ; દાણ મેમુલ ચુકાચું; કીધા સોના હીસાબ, જવાને તતબર થયા; ત્યારે વિચાર્યું મન આપ, પેલો કાગળ પેટી માંહથી; તે વેળા કહાડયો બહાર; તે ગુમાસ્તે આપીઓ;તેના જાતે જાઓ બજાર;વાંચી વસ્તુ સઘળી લીઓ;આપે મુલ મેં માગ્યા દામ; સઘળી વસ્તુ લાવો અહીં; આટલું કરી આવો કામ; કહીતી પેલી ચીજ જે સ્ત્રીએ; તે કોઇને નવ કહી વાત; તે કાગળ આપ્યો નહિ; વસ્તુ લાવશુ આપણા હાથ. ગુમાસ્તો ગયો બજારમાં;લાવ્યો સઘળી વસ્તુ; સહુ તે આવ્યા વહાણમાં; સોંપી સોમદતને હસ્ત પછે હરખ પામ્યો મન વિષે;પોતે ચાલ્યો બજાર; સ્ત્રીચરીત્ર પુછે જઇ; પણ કાંઇ ન મળ્યું લગાર. જે સાંભળે તે વિસ્મે પડે; સહુ મનમાં જાણે એમ; આ મુરખ કાઇ દીસે ખરો; મોટાન કહિએ કેમ. ગામ મધે ફરી વળ્યો; પણ કોઇએ કહી નાહ હાય; અરે દૈવ હવે શું કરૂં સ્ત્રી ચરિત્ર મળશે કયાંય. એમ ચાર દીવસ ફર્યો સહી; મુકી મનની આશ; પછી મન વીચારી આવીયા; ભુલા પારે-

ખની પાસ. શેઠે માન દીધું; ઘણું જાણી મોટાનો તન; હાવ ભાવ કીધો ઘણો; સંતોખ્યાં બેઉનાં મન.

ચોપાઈ—શેઠ કહે ભલે આવીયા; આજ અમારે મન ભાવીયા; કાંઇ એક કાજ અમ સરખું કહો; સુખે ઘર તમારૂં રહો. સોમદત બોલ્યા વાણ, કાલે ઉપડવાના વહાણ; માટે બોલ્યું ચાલ્યું કરજો માફ; તમ ઘેર સુખ પામ્યા બહુ આપ. શેઠ કહે માયા તમારી ઘણી, કેમ આજ્ઞા આપુ જવાતણી; થોડા દહાડા તો રહોને સહિ; જવાની ઉતાવળ કેમ થઇ. ત્યારે કુંવર બોલ્યો વાણ, માલ ભર્યાં છે બહુ વહાણ; બીજા બંદર ફરવું સહિ. જોઇતી ચીજ મળે નહિ અહીં. ત્યારે શેઠ કહે શું તેનું નામ, જે જોઇએ તે મળશે આ ગામ; બીજા મુલકમાં જે ન નીકળે, તે વસ્તુ અહિયાંથી મળે; તમારે જે જોઇએ તે કહો, તે અમારી પાસે માગી લ્યો; તે પેદા કરી આપું સહી; એવી વાણી શેઠે કહી; ત્યારે બોલ્યો વીરચંદનો તન. સાંભળો શેઠ મારૂ વચન; સ્ત્રીચરીત્ર જોઇએ છે સાર, તે ગામમાં મળતું નથી લગાર, અમો ફરીને થાકયા સહી, કોઇથી હા કહેવાઈ નહી, તે શેઠ સાંભળી વિસમે થયો; પછે બોલ્યો કુંવરને કહ્યો. પ્રથમ મન કર્યો વિચાર, રખે મશકરી હોય લગાર;વળતી શેઠ

એમ બોલ્યા વાણ; સાંભળ સોમદત ચતુરસુજાણ.તે વસ્તુનો શો અટકાવ. સ્ત્રીચરીત્ર ઉપર કોનો ભાવ; ત્યારે સોમદત બોલ્યો વાણ; સ્ત્રી મારી ચતુરસુજાણ. સતી સાધવી પુરણપ્રીત, તે રામાની એવી રીત; મેં કહ્યું તારેજે જોઇએ તે મંગાય. જે સહુ તારો હોયે ભાવ. વીદેશે નીકળ્યા જાહરે. કામનીએ કહ્યું તાહરે; કહ્યું સ્વામીને વેહેલા આવજો. મારે કાજે સ્ત્રીચરિત્ર લાવજો; આ ગામમાં ફરી ફરી થાકયો સહી, પણ તે અહિંથી મળીયું નહિ; હવે અમે જાશું બીજે ગામ, શોધી કહાડું સ્ત્રી ચરિત્ર નામ. જો જડશે તો જવાશે ઘેર,નહિ તો ખાઇને રહીશું ઝેર;ત્યારે શેઠ સમજ્યા મન મોઝાર, પુરૂષ મુરખ છે ગુમાર, હું મોટો જાણતો સર્વથી, પણ એવો મુરખ કોઇ નથી; પછે શેઠ ત્યાં બોલ્યા વાણ; સાંભળો સોમદતજી ચતુરસુજાણ. એ વસ્તુ છે અમારી પાસ, અમો તમારી પુરૂ આશ; એ પૃથ્વીમાં શોધી નહી જડે, તે અમારે ઘેરથી નીકળે. હમો બીજાને કહીએ નાય, પણ તમને ના કેમ કેહેવાય, પણ એ વસ્તુ મારે સહી, ઉતાવળે હાથ આવે નહી; માટે કહું તે કરોની પેર. વહાણ ગુમાસ્તા મોકલો ઘેર; તમો હમારે રહો ધામ, થોડા દિવસમાં કરશું કામ;ત્યારે વિચારી તેણે વાણ; આવ્યા પાછા જ્યાં છે વહાણ;ગુમાસ્તા પ્રત્યે બોલ્યા એમ, કહો

હવે કરીશું કેમ, તમો વહાણુ હકારો જાઓ; હત્ર તમે શીદ ખોટી થાઓ; હમે ગુપ્ત જાત્રા માની છે સહી, હમે અહીઆંથી જઈશું તહી. સૌ હીસાબ સોંપજો બાપને, શું ઝાઝું કહુ આપને; આજ કાલમાં પોતે આવશે; તેથી તેને ચીંતા નહિ થશે; એમ કહી વાહાણુ વળાવ્યાં સાર; પોતે આવ્યા શેઠને દ્વાર. શેઠ કહે સુખે રહો આ ઠામ; સ્ત્રીચરીત્ર લેઇને જાજો ગામ. એમ કહીને ઠેકાણું થયા, સોમદત્ત શેઠને ઘેર ગયા, વહાણુ ત્યાંથી પોત્યાં ઘેર; મનમાંહે કહી સર્વે પેર.

દોહરા—આઠ માસ એમ વહી ગયા, ભુલા પારેખને ધામ; ત્યારે સોમદત્ત વાણી વદે, શેઠને કર્યો પ્રણામ. શેઠ તમે આપ્યું નહી, પેદા કરી સ્ત્રીચરીત્ર ઘેર નારી વાટ જુએ ઘણી, ત્યાં થઇ જશે વીખાત. ત્યારે શેઠ કહે રહો સાંસતા, કરૂં તમારૂં કાજ; એક ગુણકા આગળી, જેનું ગુણવરાહ છે નામ. બોલાવી તેને તે સમે, જેમાં બહુ ચતુરાઇ કામ, તે પ્રપંચ ભેદ જાણે ઘણું; આવી કર્યો પ્રણામ. શો હુકમ છે શેઠજી; તમ વચનની બાંધી રહું; અરજ કરૂં તમ વાતથી, કહોતો મુસ્તક દઉ.ત્યારે શેઠ કહે ગુણકા સુણો,તમો છો ચતુરસુજાણ;કામ તમારૂં કરૂં સહી, તે કહું તમને વાણ. શેઠ આવ્યા છે અમ

તણા, જાણો અમારો સરદાર; સ્ત્રીચરીત્ર એને આપવું; માટે તેડી જાઓ એને દ્વાર. ત્યારે સલામ કરી ગુણકા કહે, એ અમારૂં કામ; સમજી મન ગુણકા સહી, એનું તે મુરખ નામ. પછે સાથે લીધો શેઠને, આવી પોતાને ધામ; કોણ દેશમાં રહો તમો; શું છે તમારૂં નામ.ત્યારે સોમદતકહે સાંભળો, અરે ગુણકા ગુણવાન,અમે વાહાણવટીના પુત્ર છીએ, સોમદત માહારૂં નામ. સ્ત્રી મારી ઘેરછે, તેણે મંગાવ્યું એહ; ચીજ મારી લેઇને આવજો, તમને કહુંછું તેહ. સમજી તેનું સાણપણ, ડહાપણે ઉઠી વાટ; ચીંતા શેઠ કરશો નહી, ટાળું તમારો ઉચાટ. સ્ત્રી ચરીત્ર મુજ કને છે સહી, તે તમને આપીશ સાર; ધિરજ થકી મળશે સહી, ઉતાવળા નહી થાઓ લગાર. તે શેઠ ગુણકાને ઘેર રહ્યા,વપુએ વીચારી વાત; શેઠ ચર્ચા જુવે ઘર તણી, એમ વહી ગયા માસ સાત. ત્યારે સોમદત કહે ગુણકા સુણો. આપે સ્ત્રીચરીત્ર; માસ સાત તો વહી ગયા, એ ને કયાંની રીત. ત્યારે ગુણકા કહે કહું તે કરો. થાઓ નારીને રૂપ; તો સ્ત્રીચરિત્ર દાખવું. થાજો ભારેખમ ભુપ. સોળ સણગાર અંગે ધરો, પહેરો નવરંગ ચીર; તેનું રૂપ કો ઓળખે નહીં, જાણે શુદ્ધ નારિનું શરીર. વરસ સોળની સુંદરી

ભરજોબન આળે વેશ; દ્રષ્ટે દેખતાં ધિરજ રહે નહીં, ત્યાં થાય કામ પ્રવેશ, તે ગુણકાએ કર ઝાલીઓ, લઇ પોતીકે સાથ; તેને ગુણકાએ પ્રિછવી, સમજાવી સહુ વાત. જે કહે તે હા કહેવી સહી, ચરચા જોવી રાત દન; તમને સ્ત્રીચરીત્ર મળશે સહી, માનજો સત્ય વચન.

ચોપાઇ—એમ સમજાવી ગુણકાએ વાત, તેડી ગઇ પોતીકી સાથ, શીવદત શેઠછે વેહેવારીઓ, નગર બધામાં જુગ જાણીઓ. ઘણી લક્ષ્મી ઘણાં ઘર સુત્ર, પ્રતાપચંદ તેનો એક પુત્ર; તે લાડકવાયો એકનો એક, વપુએ સુંદર વડો વિવેક તે વાહાણ ભરી વિદેશ ગયા, તેને બાર વરસ જાતાં થયાં; તે તણી ઘરમાં છે નાર. સુંદર રૂપને ગુણ ભંડાર, માનુની તે સર્વેમાં ડાહી, લક્ષણવંતીને લાડકવાઇ; સસરો પુછી કરે સઉ વાત, કારભાર સહુ વહુને હાથ. રતનમાળછે તેનું નામ, ગુણ જાણે છે બધુ ગામ; તે શ્રીમંત છે મોટો સાચ, ગામ બધાનો ચુકવે ન્યાય. ગુણકાએ વિચારી પેર. તેડી ગઇ તે શાહને ઘેર; ગુણકાએ તેનો ઝાલ્યો હાથ; લાવી જ્યાં છે સઉ સાથ. ગુણકાએ જઇ કર્યો પ્રણામ, જ્યાં બેઠો શીવદત તે ઠામ; મહારાજ એક છે મારૂ કામ આવી જાણી શાહુકારનું નામ. આ શાહુકારની કોઇ છે નાર; સસરો

તેડી લાવ્યો આ ઠાર, મને કહ્યું આને રાખો તમો; એના
વરને તેડી લાવું અમો. મારો પુત્ર ગયો પરગામ, તેને
તેડી લાવું આ ઠામ, તે પુત્રની વહુ આ થાય, અમો
ગયાતા આણું કરવાય; સાથે એને તેડીને જાઉં, માટે
તમ ઘેર મુકી જાઉ, અમો પુત્રને તેડી લાવું જાહરે, એ
વહુને તેડી જશું તાહરે. તેનો સસરો મુકી ગયો, માહરા
મનમાં અંદેશો થયો; એતો રાંધ્યું અન્ન કહેવાય; મારા-
થી તે કેમ રખાય; હમો છીએ ગુણકાની જાત; સેહજમાં
આળ આવે નાથ, ન હોય તો લોક અમને કહે; ગુણ-
કાના ઘરમાં કેમ રહે. તમો શાહુકાર સર્વથી; તમારી
આંટમાં બાકી નથી. માટે આ રાખો તમારે ધામે;
એટલું અમારૂં કરવું કામ. એનો ધણી સસરો આવશે
જાહરે, તમ પાસેથી લેશું તાહરે, શાહુકારથી ના ન કહે-
વાય; સુખેથી મુકી જાઓ આંય. એ વાતનાં લખ્યાં
કીધ. પંચ મળી પ્રમાણજ લીધ; અમારા પુત્રની વહુ
છે જેહ. તેની પાસે રહેશે એહ. એવું કહીને રાખી પાસ,
ગુણકા આવી પોતીકે અવાસ. સસરાએ બોલાવી વહુ,
વાત માંડીને કહીછે સહુ; ત્યારે વહુએ ઝાલ્યો તેનો હાથ,
તેડી લાવી પોતાની સાથ. આવો બેસો સુખે રહો, કામ
હોય તો અમ સરખું કહો; હવે રત્નમાલા છે જેનું નામ;

ચતુરહે તે અપરમપાર. નખ શીખ તેને જોઇ સહિ; પછે મન વિચાર્યું તહી. ... જોતાં અપરમપાર; એ પુરૂષ છે નથી એ નાર. પ... પુરી કીધી સહી. નિશ્ચે પુરૂષ એ નારી નહી.

દોહરા—રતનમાળ વળતું વદે, સાંભળનારિ વાણ; સાચુ બોલશો તો જીવશો; જુઠું બોલશો પ્રાણ. નારિ નથી તું નર છે, મેં જોયાં એંધાણ; કપટ કરી કેમ આવવું પડયું; સાચી કહોને વાણ. કટાર કાઢયો એક ચળકતો, ક્રોધ કરીને રીસ, સાચુ બોલ તું કોણ છે; નહીતર છેદુ શીશ. તે બીન્યો બાપડો વાણીયો; થરથર ધ્રુજે દેહ; આંખ ઊંચી ચડી ગઇ. પછી બીતો કહે તેહ. જો ગમે તો મારતું, દયા આવે તો ઉગાર; હું કપટથી આવ્યો નથી, ને સાચું કહું વિસ્તાર. હું વાહાણવટીનો પુત્ર છું, આવ્યો ભરી ને વાહાણ; તું સરખી નાર માહરે; તેણે કહીતિ વાણ. મારે કાજે શું લાવશો. પરદેશ જાઓછો ભરથાર; મેં કહ્યું જે ગમે તે કહો. લાવતાં ન લગાડું વાર. કહ્યું સ્ત્રી ચરીત્ર લઇ આવજો; વચન આપ્યું હાથ; ત્યાંથી આવ્યા આ દેશમાં, તે સાચી માન તું વાત. મેં માલ બધો વેચ્યો સહિ; પછી નવો ભર્યો મેં માલ; સ્ત્રીચરીત્ર ખોળ્યું ઘણું, પણ કોઇએ ન કરી ભાળ. પછી હુંઆ

પારેખ આ ગામમાં; તેનો વડો વહેવાર; તેણે કહ્યું તમે રહો સહી. સ્ત્રીચરીત્ર આપુ નિરધાર. એમ સાંભળી હું હરખીઓ; વળાવી દીધાં મેં વાહાણ; આઠ માસ એમ વહી ગયા, ત્યારે ભુલા પારેખને કહી વાણ. શેઠજી દાહાડા ઘણા થયા, ક્યારે કરશો મુજ કામ; ત્યારે ગુણકા બોલાવી તે સમે, જેનું ગુણવરાહ છે નામ; તેને શેઠે વાત સર્વ કહી; ત્યારે ગુણકાએ વિચારીપેર; કહ્યું સ્ત્રીચરીત્ર આપુ અમો; તમે આવો મારે ઘેર ગુણકા સાથે અમે ગયા. ત્યાંપણ રહ્યાં માસજ સાત કહ્યું સ્ત્રીચરીત્ર આપો હવે; ત્યારે ગુણકાએ કહી વાત. મને કહે નારી થાઓ તમો; આવો મારી સાથ; સમજાયો સહુ સાધને, સોંપી તુજ સસરાને હાથ. એ હકીકત માહરી, જુઠી વાતે ઇશ્વરની આણ;હવે તુજ શરણ આવ્યોસહી; ઉગારો કે હયો પ્રાણ.

ચોપાઇ—વાત સાંભળી તે હરખી નાર; રત્નમાળ કરે વિચાર;મુર્ખ બીચારો એ છે રાંક;નથી કાંઇ વાણીઆનો વાંક શા માટે હવે એને હણું; મનમાં તે વિચારે ઘણું; એની પુરી પાડું હું આશ, પ્રીત કરી રાખુ મુજ પાસ. તનમનધન એને આપીએ; જોબનનો લાવો લીજીએ. વળી સ્ત્રી ચરિત્ર દેખાડું સહી; ન ખબરદાર

કરૂં એને અહીં; નારી પછી ત્યાં બોલી વાણ; સોમદતજી તમો ચતુરસુજાણ; સ્ત્રીચરીત્ર આપુ ઉલ્લાસ; તે તો છે અમારી પાસ. શાને ખોળો છો બધુ ગામ;થાશે અમારાથી એ કામ; ખાઓ પીઓને રંગે રમો; ભોજન મોં માગેથી જમો. એમ કરી સંતોખ્યું મન; ધરીને દીધુ આલીંગન;રાતે ભોગ ભોગવે અપાર, દીવસે થઇને રહેછે નાર. એમ ઘણા દિવસ ગયા છે સહી. એ વાત તો કોઇ જાણે નહિ; વરસ એક ગયું જાહરે, શું કૌતક થયું તાહરે. સફરે ગયો હતો તેનો ભરથાર;તે સફર કરી આવ્યો ને ઠાર; લાવ્યો અલખે અદકું ધન; પ્રતાપચંદ શીવદતનો તન. વધામણી આવી જેટલે, શીવદત શેઠ હરખ્યો તેટલે; હરખીને આવી તેની માત; બાથ ભરી લીધી હાથ તેર વરસેગયો આવ્યો તન; માબાપનું ઘણું હરખ્યું મન; વધાવી લીધો તે કુમાર;તેડીને લાવ્યા ઘર મોઝાર;સજનકુટુંબ સર્વે સહી;મળવાને આવ્યાછેઅહીં; મહાજનને નગરના લોક;મળ્યા ભેટયા સહુ ટાળી શોક. કરણે કુંડળ જળકે જોત; કટી શશીના જેવી ઉદયોત; વહાણ સાત ગયો તો લઇ;ચાળીસ વહાણ કમાયો તહીં; તે વહાણ હજુ કાંઠે નાગર્યા;તેમાં માલ અમરીત ભર્યા; પીત પુત્રા બેઠા પાસ; કરવા બેઠા વાત પ્રકાશ. કહે

પુત્ર તારૂં વૃત્તાંત, આજ તેર વરસની ભાગો ભ્રાંત; તે સાંભળવાનું મનછે અમો, શો ગરથ કમાયા તમો. કોણ કોણ સાથે આડત કરી, ચાલીસ વહાણ કેમ લાવ્યાભરી. શો શો માલ તેમાં ભર્યો, તેર વરસની વાતો કરો. પુત્ર કહે સાંભળીએ તાત; હમણાં તો નહિ કરિએ વાત; આજ તો અમને આજ્ઞા દીજીએ. બીજી વાત કાલ કીજીએ. આડતીયાનો જે હીસાબ, તે સઉ વહાણે છે કીતાબ. તે માલ સર્વે નોંધ્યોછે સહી, કાલે તમને દેખાડાવીશ અહીં. હવે રજા આપો તો મોહોલે જાઉં; ઘડી ચાર સુઇને સુખીઓ થાઉં; એવે પડી છે ત્યાં રાત, આજ્ઞા આપી છે પુત્રને તાત. સઉ સઉને ઠેકાણે થયા, પ્રતાપચંદ તો મોહોલે ગયા.

દોહરો—ત્યારે નારીએ વીચારિયુ, જે આવ્યો મુજ ભરથાર; પેલો પુરૂષ ઘરમાં હતો, તે સાથે કર્યો વિચાર. તમો ગુપ્ત ઓરડામાં બેસી રહો, જેમ ન આવે જાણ, આંહે ઓચરિત્ર દાખવું, તમો જોયાં કરો આંચ. એટલે કંથ ત્યાં આવીયો, નારી લાગી પાય; આજ તેર વરસે સ્વામી મળ્યા, મારે હઇડે હરખ ન માય. ધન્ય દિવસ આજ માહરો, જે ઘેર આવ્યા ભરથાર; તમો મહારે કાજ શું લાવીયા. તે આપો કર મોઝાર. તારે કંથ કહે કામ-

ની, તું વહાલી મુજને પ્રાણ;એક તાહરે વાસ્તે લાવીયે; બાકી તો છે વહાણ. તે સહુ પડી વહાણુમાં, કાલે લાવશું ઘર માહિ; ચીર લાગ્યો એક ચમકતો, હીરે રત્ન જડાવ, બહુ મુલ મોંઘું ઘણું; ઝાઝુ મોતીડે જડાવ, સવાલાખ રૂપીયા આપીયા, તે તમારે કાજ,તે લેઇ મુખ આગળ ધર્યું, લ્યો પ્રેમદા તમ આજ; તે જોઇ હરખી પ્રેમદા, લીધું પોતીકે હાથ. ખાનપાન કીધાં ઘણાં, ને કીધી વિગતથી વાત; ભોગ કીધા મન ભાવતા, સુતાં સુખે સેજ; જાણે સુરજ પ્રગટ થયો. એવું તપે કુંવરનુ તેજ, નિંદ્રાવશ થયો જાહરે, સોડમાં સુતી નાર; હાથ ગ્રહે થી કહાડીયો, ઉઠી નારી તે વાર. ભરનિદ્રાવશ કંથ છે, વિચાર્યું નારી તે ઠામ; મુરખ જાત એ માનુની, પછે ત્યાં શું કીધું કામ.

છપ્પો-મુરખમાં મુરખ તે નાર, અહંકાર અતિશે આણે; મુરખમાં મુરખ તે નાર, મમત પોતીકા તાણે, મુરખમાં મુરખ તે નાર, દયા ન આવે તેને; મુરખમાં મુરખ તે નાર; વાત નવ મુકે લીધી. સુરો પુરો રાજન. રંગ રૂપ તેનો કશો, તે વિનતાને મન કશો, વહાલો તેને જાર નરસો.

ચોપાઇ—તે નારે અતિ નિર્દયપણું, પછી શું કામ

કર્યું નારિએ ઘણું; ભર નિદ્રામાં દીઠો ભરથાર, કાઢયો કામનીએ કટાર. દીંચણ મુકયાં છાતી ઉપરે, કટાર લેઇ મુકયો ગળે; મોઢે પરપોટા આવ્યા સહિ,જીવ ગયો તેનો તત્ક્ષણ તહિં. પેસો શોમદત જુવેછે દૃષ્ટ, ઘણું તેહ મન પામ્યો કષ્ટ; થરથર ધ્રુજવા લાગી દેહ, ફટફટ નારી શું કીધું એહ. ચાદરમાં બાંધી ગાંસડી, માથે મુકી બાહેર નીસરી; જઇ નાંખ્યો તેહને દરિયા માંહ. પછી આવી ઘરમાં ત્યાંહ; પછી બોલી સોમદત પ્રત્યે વાણ; એહ સ્ત્રી ચરિત્ર જોયું નિરવાણ;ત્યારે સોમદત કહે સાંભળ નાર; મિથ્યા માર્યો તહારો ભરથાર એમાં સ્ત્રીચરિત્ર શું કહેવાય, તને મારતાં કેમ ન આવી દયાય; હુજી બાપને મળ્યો નહી, સુખ દુઃખની વાતો કીધી નહી.ત્યારે નારી કહે સાંભળજો જાર, તહારા ઘરમાં છે એવી નારઃ સ્ત્રીચરિત્ર મંગાવે સહી; તેનું પ્રાક્રમ કરે તહી, ત્યારે સોમદત કહે કહું શું કથી, મહારે ઘેર આવી નારી નથી, સતી સાધ્વી છે રે નાર. એવું કામ ન કરે લગાર. રતન માલ કહે આવશું તમ ઘેર, સઘળી પતાવશું ત્યાં પેર. તહને સ્ત્રીચરિત્ર આપવાને સાર,મેં માર્યો મારો ભરથાર; હવે તમે કરો એક કામ, પાછા જાઓ ગુરુકાને ધામ; ૧૧ મંત્ર માંડીને કહો, થોડા દિવસ તેને ઘેર રહો; તે.

ગુણકાને લઇને સાર; પાછા પુરૂષ જઇ આવજો આ ઠાર;
એવા બોલ નારીએ કહ્યા, સોમદત ગુણકાને ઘેર ગયો.
વાત સર્વ માંડીને કહી, એહ વાત એટલેથી રહી; એટલે
ત્યાં થયું સવાર, સઉ સુતાં ઉઠયાં તે ઠાર. શીવદત શેઠ
ઉઠયા ત્યાં સહી. બેઠા વિચાર કરેછે તહીં; રતનમાલ પણ
ઉઠી નાર, તેના ઘરમાં કામછે સાર. દિવસ પહોર ચડયો
છે સહી, શીવદત શેઠ બોલ્યો તહીં; આજ ભાઇ કેમ
ઉઠયા નથી, દિવસ ચઢી ગયો સર્વથી; એક ચાકર બો-
લ્યો તે વાર, જાઓ કુંવરને ઉઠાડો સાર; કહિએ દિવસ
ચઢયો છે ખરો, બહાર, આવીને દાતણ કરો; આ રતન-
માળ જે સુંદર નાર; તેણે રસોઇ કરી તૈયાર; આપણ બે
ભોજન કીજીએ આજ તેરે વરસે લ્હાવો લીજીએ, ચા-
કરે આવી કીધો સાદ; પણ કોઇએ ન દીધો જવાબ, ઘણા
એક સાદ પાડયા સહી, તોપણ ઓરડો ઉઘાડયો નહીં.

દોહરઃ—ઓરડો ઉઘડયો ત્યાં સહી, નમળે શાહનો તન;
પછી આવ્યો શેઠ કને, કરજોડી કહે વચન. ઓરડામાં
કોઇ નથી; અમે જોયા ખુણા ચાર; સેજ સુની પડી ત્યાં
કને, તમ પુત્ર મળે ન લગાર. ત્યારે શેઠે વિચાર્યું મન
વિષે, ઉઠયો હશે સવાર; પ્રાતઃકાળે ઉઠી તે ગયો, હશે
કામ કાંઇ બહાર. વહુ પાસે સસરો આવીયો, બોલ્યો

એમ વચન; કંથ તમારો કયાં ગયો, પ્રાતઃકાળે ઉઠી પાવન. ત્યારે વહુ કહે સસરા સુણો, શું પડયું આપણું કાજ; શું કરૂં મ્હારા તાતજી, મહને કેહેતાં આવે છે લાજ. લક્ષણવંતાએ લક્ષણ લહ્યું, ખોઇ લાખ ટકાની લાજ; તે તમ આગળ શું કહું; તમ પુત્ર નથી આવ્યા આજ. એમ કહી જળ નયણે ભર્યા, સાંભળો સસરાજી વચન; હવે લાજ ઇજત રહેશે નહી, એવું કીધું તમારે તન. હવે ઇજત જશે સઉ લોકમાં, લુંટાશે ધનમાલ; આબરૂના થશે કાંકરા, એહવું કીધું તમારે બાળ. કાલ રાતે આવ્યા મોહોલમાં, ત્યાં દીઠી પેલી નાર; તમે મુને સોંપીતી શેઠજી, જેનો પરદેશ ગયો ભરથાર. ભરજોબન દીઠી ભામની, તેણે લલચાયું ત્યાં મન; મહને કહ્યું આ કોણ છે, એહને દીધું આલીંગન. મેં કહ્યું એ નારી પારકી, એહનો પરદેશ ગયો ભરથાર; તે શાહુકાર જાણી સોંપી ગયો; એ આપણો નહીં વહેવાર. ત્યારે રીસ મુજ ઉપર કીધી ઘણી, દીધી અદકી ગાળ; ભોગવું હું એહ ભામની, મને એ ઉપર બહુ ખ્યાલ. મહારૂં કહ્યું માન્યું નહીં, ને કીધો તે શું જાર; પછી સહવારે ઉઠી જોયું સહી; તો નથી એ સેજમાં ભરથાર. બારણાં ઉઘાડયાં ઓરડા તણાં, નહી ત્યાં પેલી નાર; શું જાણીએ તે શું

થયું, ક્યાં ગયાં રાંડને સાંડ. સસરાજી સાચું કહું;સાચે સાચી વાત;સાસુએ સાચું માનીયું;પછે ઘસવા માંડ્યા હાથ. તે નારી લેઇ જતો રહ્યો; હવે શી થાશે પેર; દીકરાએ દુઃખ દીધું ઘણું; મોહોટો કીધો કેર. હાય હાય હવે શું કરૂં; એમ શીવદત્ત કરે રૂદન; એ વહુનું કહ્યું ન માનિયું; એહવો મુરખ તન. ડાટ વાળ્યોરે દીકરા, અણઘતું કીધું કામ; સઉ લોકને જવાબ શું દઉં; વેહેવારી આવ્યા આ ઠામ. હવે ક્યાં જાઉં ને ક્યાં રહું; એમ કહીને કુટે છાતીને શીશ; રોવા લાગ્યો ડોસલો; પાડીને બહુ ચીસ. જુલમ કર્યોરે રાતમાં, હવે શી થશે પેર; કાલે તો કંથ આવશે, વહુ માગવાને ઘેર. હવે ઝેર ખાઇને હું મરૂં, કે જળમાં જઇ ઝંપલાઉં, કે ઠે ફાંસો ઘાલી મરૂં, કે હાથે વિખ ખાઉં.

છપ્પો—ગયો વિદેશે જન, કુશળ કોઇ એકદીન આવે; ગઇ આવે છે નાર, ગયેલું ધન પણ આવે. ગઇ આવે વિધાય; જો દીન પ્રત્યે ગોખે. એક ગયું ન જોબન પાછું ગયો અવસર કોણ કાજનો, શામળભટ સાચું કહે, ગુણલાખેણો ખોયો લાજનો.

ચોપાઇ—હવે લાજ તો માહરી જશે;અરે વહુ હવે શી વલે થશે; આજ દિન સુધી હું તો નર્યો, દિકરાથી હું નવ ઠર્યો, ત્યાં વહુ બહુ કહે સસરાને સાર; તમો દુઃખ ધરશો ન લગાર. તે આવે ત્યારે કહેજો તમો, એને જ-

વાત દેશું અમે. તમો શાને વિખ ખાઈને મરો, ઉઠો હમણાં તો ભોજન કરો; જે થનારૂં હશે તે થશે, પરમેશ્વરને ગમતું હશે,તમારૂં નવ દેવા દઉં નામ.અમો કરૂંછું એવું કામ ત્યારે સસરો કહે વહુ સાબાશ, મારે તારી મોટી છે આશ. તું કુળમાં પ્રગટી રતન, મુરખ પેટ આવ્યો છે તન;અરે વહુ તને લાગુ પાય,એવું કરજે જે શોભા નવ જાય. એમ કહીને છાના રહ્યા, પછે ઉપાય તેહના થયા; દિવસ થોડા થયા જ્યાહરે, ગુણકાએ શું કર્યું ત્યાહરે. પેલા સોમચંદને કહી એ વાત. ચાલો હવે અમારી સાથ; પાછ પુરૂષ થાઓ તે ઠામ, જેનું સોમદત તેહનું નામ. ગુણકાએ સાથે લીધો સહી, આવી શીવદતનું ઘર છે તહીં. આવ્યો પેલી નારનો કંથ, જે ગયો તો વેગળે પંથ, માટે એની કન્યા દીજીએ, તનને ઓશીંગણુ શું કીજીએ; સાંભળી શેઠે તેની વાણ, દેહમાંથી ગયો છે પ્રાણ. દિગ્મુઢ થઇ ગયો તેવાર, બોલાતુ નથી લગાર, ત્યારે ગુણકા બોલી વચન, કેમ શેઠ ઉતર્યું વદન ફેલ કરી નયણે જળ ભરે,વાણીઓ ઉદાસી અતીશે ધરે, એમ પારકી વસ્તુ કેમ ઓળવાય, ફેલ કરેથી નહીં રખાય. આપો નારી પછે મટે શોક, નહીં તો મેળવીશું ગામના લોક; શાહુકાર જાણીને આપી નાર, તે માટેત-

મારો રાખીએ ભાર,જુઠા પડશો ને આબરૂ જશે. હાંસી આ દુનીઆમાં થશે.

દોહરા—ત્યારે શીવદત્ત શેઠ એમ બોલીયા,શીદ ચઢાવો આળ; કાં અબળા બોલો તમે, મારા જીવને જંજાળ. સાચુ કહુ સઉ દેખતાં, જુઠે ઈશ્વરની આણ; તે નારીતો લઇ ગયેઃ,અમારો પુત્ર સેતાન. તરત વિદેશથી આવીયો ઘરમાં રહયો એક રાત;તેનારી દેખી મન ચળ્યું,ને લઇ ગયો પ્રભાત તેર વરસે આવીયો,મારો લાડકવાયો તન; જશ કીરતી લાવ્યો ઘણી, વળી લાવ્યો ઘણુ એક ધન. ઘરમાં વહુછે સાધ્વી, વળી રૂપનું ધામ;તેણે શીખ દીધી ઘણી; નવ માન્યું સંતાન. કુબુદ્ધિ થઇ કુંવરને, ઉપની ખોટી પ્રીત, સુખ દુખની વાતો કરી નથી, થઇ ગયો મુરખ ઝટ. હવે ગુન્હેગાર થયો તાહરો,કહો તે સાંભળી રહું; જેમ મન માને તમતણું. જે કહો તે તમને દઉં, હવે શોર બકોર કરશો નહી, ન જણાવશો ગામનાલોક; કરજોડી હું કરગરૂં, શાંત પમાડું શોક.

ચોપાઇ—એવાં શેઠે કહ્યાં વચન, સુણી ગુણકાને ચઢી અગન, શેઠ જુઠું બોલો છો તમો, રાવલે રાવ કરૂં છું અમો. માહરે ધનમાલ કાંઇ જોઇતું નથી. નારી એહની આપો સર્વથી; શેઠ કહે સાંભળજો વાણ, જુઠું બોલુતો ઇશ્વરની આણ. બાજી વાતે માનત મન, સી સેઇ ગયો

છે તન. તું કહે તો આપું સહુ વાણુ. તેના સાક્ષી શ્રી ભગવાન. ત્યાં સોમદતે માંડયું રૂદન, મારી સ્ત્રીછે અતિ પાવન; ધન માલને હું શું કરૂં, સ્ત્રી વિના તો નિશ્ચે મરૂં. એમ શોર બકોર કીધો જ્યાહરે; ઘરમાં વહુ આવી ત્યાહરે; અરે સસરાજી આ શી વાત, કેમ માંડા બેઠાછો વહવાડ. સસરાએ ત્યાં જોડયા હાથ, વહુને ત્યાં કહી સૌ વાત; વહુ કહે ઘરમાં આવો તમો, એનું મન મનાવું અમો. ઘરમાં તેડી કહ્યું વ્રતાંત ભાગી તે દાસીની ભ્રાંત. એ ફજેતી કરશે આવાર, લોક મેળળશે અપરંપાર. એહની સાથ જઇશું અમો, માટે હું કહું તેમ કરોને તમો; એ કામ આપણું થાતું હોય, જેમ ન જાણે બીજું કોઇ સસરો સાંભળી તે વચન, શાબાશ છે વહુ તને ધન. શાબાશ છે તારી જાતને, શાબાશછે તારાં માત તાતને; માહરૂં દુખ તમથી ન ખમાય, આબરૂ રાખવા તો તું જાય; એવું કહીને આવ્યા ત્યાંય, સોમદત્ત ગુણકા બેઠાં છે જ્યાંય. કહો ભાઇ હવે કરવું કેમ, તમે બતાવો કરીયે તેમ, કહો તો ઘરનું સોપું સહુ, કહો તો દીકરાની સોંપું વહુ. છે બત્રીસ લક્ષણ ગુણ ભંડાર અમારે પણ વહુનો આધાર. રત્નમાળ છે તેનું નામ, કહો આપું કરી પ્રણામ. ત્યારે સોમદત્ત કહે એમ કેમ થાય, પારકી વસ્તુ

કેમ લેવાય; વળી એને ત્યાં બહુછે ધન,એ કયાંથી ગમે મુજ મન. ત્યારે ગુણકા બોલી સોમદત્ત સાથ, માનોશેઠ સાચી છે વાત; હોનાર વસ્તુ એમજ થઇ, બાકી શેઠનો વાંકજ નહીં શેઠ કહે જો માનો તમો, વહુ ઉપર પાંચ વહાણ આપું અમો; સોમદત્ત કહે હવે કરીએ કેમ, તમે કહો છો તો કરીએ તેમ. અમારૂં મનતો માને નહિ; પણ તમારી વાતતો રાખવી સહિ; તમે શેઠ શાહુકારછોસાર, બીજું કહીએ તેમાં નહી વહેવાર, પછે પાંચ વહાણને વહુ દીધ, એ વાત તો લખાવી લીધ; શીવદત્ત કહે અમારૂં બહુપાપ, અમને લાગ્યા બહુ સંતાપ. દિકરો ગયો વહુ પણ ગઇ, મારી પાસે રહ્યું નહિ કાંઇ; એ વહુ વડે મારૂં ઘર શોભતું, સુંદર શોભાથી અતિ ઓપતું તેમાં તો આ ઉઠી વાટ, દિકરાએ વાળ્યો બહુ દાટ; વહુ ગઇ મારી સર્વથી, મારી આબરૂ જવા દીધી નથી.એવહુએ મારી રાખી લાજ;નિકર મારૂં કરત કોણ કાજ;શાબાશ રે વહુ સુખીયાં થજો, કામકાજ મુજને કહાવજો.

દોહરા—ત્યારે વહુ કહે સસરા સુણો, શાને દુખીઆ થાઓ;નમઅમ સબંત્ર એટલો;સુખે મોહોલમાં જાઓ. એમ કહી પગે પડી, સાસુને લાગી પાય; બોલ્યું ચાલ્યું ગણશો નહિ; એમ કહીને થયાં વિદાય. ચડી ચતુરા વ-

હાણુમાં, સાથે લીધો સોમદત્ત,હવે કસ્તુરાવતી કહે રાય-જી. એવી નારીની મત; ત્યાંથી ચાલ્યાં બે જણાં, ભર-દરિયા મોઝાર, ત્યાર પછી શું નીપજ્યું;તેનો કહું વિ-સ્તાર. ચાલ્યાં, વાહણ તે જોરમાં,માંહે બેઠાં છે નર ના ર; ત્યારે સોમદત્ત કહે સાંભળો, મારા મનનો વિચાર. મારે ઘેર જવાય નહીં; એની લાગે છે બીક, કહે સ્ત્રી-ચરિત્ર લાવ્યા નહીં, શું કામ કર્યું એ ધીક. વાહાલાંને આગળથી મોકલ્યું; મારૂં ન લાવ્યા લગાર; ત્યારે ઉ-ત્તર શું આપીએ, માટે ઘેર કેમ જવાય. તારી સ્ત્રીપણ ભોગવે; પર પુરૂષ શું જોર; તમને ખબર તેની નથી. દેખડાવીશું ભરથાર, નગર તમારૂં કેટલે, તે સાચી ક-હોને વાણ; નગર સમીપે આવે સહી, અહીંથી જોજન ત્રણ, રતનમાળ કહે કંથજી,જયારે આવે સસરાનુ ગામ. ત્યારે અમને ચેતાવજો, વહાણ નીંગરનું તે ઠામ; તે નગરમાં ખબર કહાવજો, કદી પીયરમાં હોય નાર; તે હવે સમીપે આવ્યું સહી, છે જોજન ચાળીશ. સ્ત્રીચરિત્ર દાખવું; મન માને ભરથાર,એમ કહી વહાણ હંકારીયાં આવ્યાં જોજન વીશ, સોમદત્ત કહે નારી સુણો, આ સસરાનું ગામ છે, વહાણ નાગર્યા તે બંદરે. પછી મન-માંધો વિચાર, પુરૂષ વેશ પોતે ધર્યો;રતનમાળ જે નાર.

મછવો મુકાવ્યો ત્યાં થકી; બેઠા નરને નાર; ગુમાસ્તાઓ સાથે લઇ, આવ્યા સસરાને દ્વાર, સામાની સાથ એક વાણીઓ. ત્યાં બેઠા બેઉ જણ હાર; પુછ્યું તે વણીકને. આ છે કોનો અવાસ.દીપચંદ નામે વાણીઓ, શાહુકારમાં વડી જાત; વેપાર કરે છે વાહાણનો, જુગમાં બહુ વિખ્યાત. એને પુત્રી એક પરી નારમાં, કનકાવતી જેનું નામ; તેનો પેઉ ગયો પરદેશડે;માટે રહે તે આણે ઠામ. વાત તો એવી સાંભળી, ચેતી ચતુરા જાણ; તહિ થકી ચાલ્યા સો; આવ્યાં જ્યાં છે વહાણ.રતનમાલ કહે કંથને; રાતે જઇએ નગર મોજાર; ચરચા જોઇએ તુજ નારીની; સ્રીચરિત્ર પમાડું પાર. ખાનપાન કીધા તહીં હેવે પડી ત્યાં રાત; મછવો મુકયો તે સમે. ઉતર્યાં બેઉ જણ સાથ; ચરચા જોવા કારણે; ચાલ્યાં નારિને કંથ; જોતાં જોતાં સંચર્યાં; જ્યાં છે મેહેલનો પંથ. મેહેલ જોયો તે નારનો; પછે ગયાં તે પાછલે બાર; ત્યાં દોરડું બારીએ બાધીયું; તે દીઠું નરને નાર.

ચોપાઇ—નારી કહે ઉપરચઢો;સ્પષ્ટ આપે જઇને કરો; ત્યારે સોમદત્ત કહે કેમ જવાય.મારી નાખે મુજને ઘરમાંય નાર કહે તારૂ નહી કામ; હું જઇને જોઉં તે ઠામ; એમ કહીને ઉપર ચડી; જઇ બારિ પછવાડે અડી. સ

કાઢ્યું આંખડી તળે, જુવે તો જાર વળગ્યો છે ગળે.ભર નિદ્રામાં સુતાંછે બેય, વસ્ત્ર નથી નગનછે દેહ. તે જોઇ ને હેઠળ ઉતરી,સ્વામીને કહ્યું તે ફરી; ત્યાં ભર નિંદ્રામાં સુતી નાર, પાસે સુતો છે તેનો જાર. જાઓ તમે ઉપર ભરથાર, ત્યાંય નથી કોઇ મારનાર; જઇ જારનું કાપો શીશ;અંતરમાં આણો બહુરીસ. સોમદત્ત ચડયો તેણીવાર; સુતાંછે નારીને જાર; ભર નિંદ્રામાં બે જણ સહી; કંઠે વળગી સુતાં છે તહી. સોમદતે જોયું તે ઠાર. ધીક ધીકરે તુજને નાર; રતનમાળનું સાચું સહી; મેં મુરખે માન્યું નહીં,હવે મુકતક કાપવા જાઉં જાહરે, કદી જાગી ઉઠી તાહરે; તો મુને મારી નાખે સહી; એમ કહી પાછો ઉતર્યો તહીં; તારે નારી કહે તમ આવીયા; મુસ્તક કેમ ન કાપી લાવીયા; ત્યારે સોમદત્ત કહે ધ્રૂજે મુજ ગાત્ર, મારાથી નવ થાએ ઘાત;ત્યારે કહેતું પુરો ગમાર; એ કહીને લીધી તલવાર; પછી ઉપર આવી ચડી; ત્યાં સુતા જારને સુંદરી ધીમેધીમે ગઇ તે દિશ;જઇને જારનું કાપ્યું શીશી; ચોટલી તેના હાથમાં સઈ, મુસ્તક લાવી હેઠળ તહિ. તે શીશ લઇને આદર્યો બેય, દરિયા કાંઠે આવ્યાં તેહ; મછવાવાળાને બોલાવ્યો જાણ, પાછો લઇને ત્યાં વહાણ; નારી કહે સાંભળો ભરથાર, આ સી-

ચરીત્ર નીરધાર; ઈશિકોતરામાં ચાલ્યું ઉલ્લાશ; તાળું દઈ કુંચી રાણી પાસ; તમો ઘેર જાશો જાહરે; નારી પીએરથી આવશે તાહરે; સ્ત્રીચરિત્ર લાવ્યા ભરથાર; આ મુસ્તક ધરજો કર મોઝાર. હવે એ વાત એટલેથી રહી; પેલી નારીની શી ગત થઈ; તે નારીએ કીધો મન વિચાર; ઘેર મોકલી દેઉ મારો જાર; એમ વિચારી જગાડવા ગઈ. તો મુસ્તક વિનાની કાયા સહી. રૂધિર દિઠું અપરમપાર; મનમાં દુખ ધરયું અપાર; પછે મન વિચારયું સહી; મારા જારને કોઈએ માર્યો અહીં. પછે મનમાં કર્યો વિચાર; ચોકીવાળે માર્યો જાર; પછે ચાદરમાં બાંધી ગાંસડી, માથે લેઈ હેઠે ઊતરી, નાંખી આવી તે દરિઆમાં જઈ, પછી આવી તે ઘરમાં રહી; તે વાત કોઈ જાણે નહિ લગાર; એટલે ત્યાં થયું સવાર, શોક ધરેછે નારી સહી; એ વાતતો એટલેથી રહિ; નાગર્યાં વહાણ જઈને ખાડીએ; વધામણી મોકલી બાપને. વાયુ જોરથી ચાલ્યાં વહાણ; આવ્યાં કોરે કોરે જાણ; ધાઈ આવ્યા તે માતને તાત; સાંભળી પુત્ર આવ્યાની વાત, નગર લોક આવ્યાં સહી; માબાપ પુત્રને મળ્યા તહીં, ત્યાં રતનમાલ નારી છે જેહ; સાસુ સસરાને પગે લાગી નેહ. વહુ જોઈને હરખ્યા માતને તાત, વર આવ્યું તે સર્વ સાથ; બેઠા માત પીતાને

તન; સહુ સાથે કીધાં ભોજન.વહુ દેખીને હરખે સહી; તે તો છે પીએરની માંહી;ને પીએરથી આવી સહી;સાસુ સસરાને મળીછેતહીં.પુત્રમુજ આવ્યો જયાહરે.તેનેતેડું મોકલ્યું તાહરે;મળી શોક રતનમાલ જાહરે;અન્યોઅન્ય મળ્યાં તાહરે.વાત વીગત સરવે કહી;કામ કરીને બેઠાં તહિં.

દોહરા—રાત પડી છે જાહરે; સુતાં નરને નાર; હાસ્ય વિનોદની કરે વારતા; એ કામનીને ભરથાર. ત્યારે કનકાવતી કહે કંથજી; લાવ્યા સ્ત્રી ચરીત્ર;તો પ્રીત આપણી રહે; નહી તો થાશે વિપીત; ભાઈ ભોજાઈને આણી આપ્યા; આણી આપ્યું માતને તાત; તમો મારી વસ્તુ લાવ્યા નહિ;મેં વિચારયું રૂડીઆ સાથ.તમોનારી બીજી પરણીઆ; થયો મારો અટકાવ; માગી વસ્તુ નહીં મળે; ઉતર્યો મુજપરથી ભાવ. તાહરે કંથ કહે કામની; તું વહાલી મુજને પ્રાણ; તારી વસ્તુ લાવું નહી. તો થાય મુજને હાણ;આ કુંચી લ્યો કામની,તમે હાથે ઊઘાડી લ્યો; એ સ્ત્રીચરિત્ર ખોટું કે ખરૂં; તેતો જવાબ મુજને દો.તે કુંચી લીધી કામની; ને ઊઘાડયું તે વારઃ મુરધાક રૂમાલમાં વિંટીયું, ત્યાં દીઠો પોતીકો જાર. ત્યારે નિહાળ્યું નારિએ; એ સાચી નિશાની સહી. હવે ખોટું કેમ કહું એમાં સંદેહ નહિ.

છપ્પો—હોલવાઇ ગઈ તે નાર અદ્રષ્ટની ચિંતા કીધી; થરથર કંપે કાય; મનમાં ઘણું એક બીની; મુખે નવ બોલાય; મનમાં વિચાર આવે; મારા જારનું શીશ; એ હતો કયાંથી લાવે;ટળી સુધને શાન; તન નારીનું રોયું; હલકી પડી ગઇ છેક; પાણી મોતીનું ખોયું; કમળ કરમાઇ ગયું તે નારનું, સામળ કહે સો સાંભળો; જ્યારે દીઠો પોતીકા જારને; ઊતર્યો મનનો આંબળો.

ચોપાઇ—તે નારીતો ઝાંખી થઇ; ત્યારે કંથે વાણી કહી; કેમ નારિ જુવો છો અરૂપરૂ; સ્ત્રી ચરિત્ર ખોટું કે ખરૂં; ત્યારે નારીએ જોડયા હાથ. સ્તુતિ કરવા માંડી સ્વામિની સાથ; ક્ષમા વાંક કરો માહરો. મેં ઘણો અપરાધ કર્યો તાહરો પગેલાગે તે નરનેનાર; રિસ ન કરશો મારા ભરથાર. નારી નીચ થઇ છે કથી, બુદ્ધી નારીમાં કાંઇએ નથી. મારા સ્વામી ચતુર સુજાણ;અવગુણ સાંખે તો ગુણવાન; એમ કહી નયણે નીરજ ભર્યાં; ત્યારે ત્યાં બોલ્યો ભરથાર; શાને આવડું દુખ ધરો; તમે અપરાધ શાનો કર્યો એવું ઠામેઠામ મેં જોયું કથી; એમાં વાંક તમારો નથી. સુખે નારી રહોને તમો; એમ રીસ નથી કરતા અમો; ત્યારે નારી પણ પામી ઊલાસ. સુખે રહી સ્વામીની પાસ; પછે મનમાં વિચાર્યું તે ઠામ, એ

તે પેલી નારીનું કામ; મહારો સ્વામી મુરખ ઘણું, શું સમજે ચરિત્ર ચતુરાતણું, પેલી નારી લાવી ભરથાર તે નારે કીધો હું શિયાર, દેખાડી દીધું સર્વ તેથી વાત થઇ વિપરીત, પછી શોકયો બે એકઠી મળી એક એક સાથે હળીમળી; ખાય પીયે ને દિન નીર્ગમે કરે વિનોદ બંને જણ રમે, એહ વાત અહિં પુરી થઇ; કસ્તુરાવતીયે બરાસને કહી; એવાં છે નારીના ચરિત્ર; તેમાં શું પુરૂષ જાણે રીત.

દોહરા—કસ્તુરાવતી કહે રાયજી; નારી ચતુર સુજાણ; પુરૂષ બિચારો શું કરે; અકલ વિનાનો અજાણ. તે સોમદત્ત સમજ્યો નહીં; નવ સમજ્યો બંનો શેઠ; પેલી ગુણકા નહી જ્યાહરે; ઠીક પહોંચાડયાં ઠેઠ. ગુણકાએ સમજાવી નારને; જેનું રત્નઆસ છે નામ; ને નારિયે ચરિત્ર કર્યું; પાર પાડયું સૌ કામ. જો ગુણકા નાર મળે નહિ, તો શું કરે સોમદત્ત શેઠ; શો પુરૂષ એકઠા મળે, તોય ન જડે સ્ત્રીચરિત્ર

ચોપાઇ—એવી વાત કરી જ્યાહરે, રાજાને ગુસ્સો ચડયો ત્યાહરે; રકતાજ થઇ ગયાં લોચન, ઉતરી ગયું રાજાનું મન. જુઠી વાત મુજ આગળ ભણો, પુરૂષને લેખામાં નહીં ગણો; હવે ત્હારે મ્હારે શેનો સંબંધ, તુટયો તારો માહરો સંબંધ. હવે તું નારી ને હું નર નહીં; એહવી બરાસે વાણી કહી; નારીએ વિચાર્યું મન મોઝાર, ગુસાઇ

ગયો માહરો ભરથાર. ઘણે દહાડે હું પામી કંથ; વળી જતા રહે છે પંથ; કાલાવાલા કર્યા ઘણા, કસ્તુરા વર્તાએ બરાસતણા. સ્વામી એ તો સ્હેજમાં વાત થઇ; એનો ક્રોધ તમારે કરવો નહીં; સ્ત્રી અલ્પ બુદ્ધિ અજ્ઞાન; વાત કહીને થઇ અજાણ.મુરખછે નારીની જાત, ન જાણે વિવેક વિચારની વાત; હવે મહારા સમ જો ધરો દુખ, શામાટે ઉતરી ગયું મુખ.હવે આલિંગન લીજીએ, એહ વાતનો શોક મુકી દિજીએ; નીસાસા મુકે વારંવાર,પણ બરાસ નવ બોલે લગાર.પછી કસ્તુરાવતી પસ્તાઇ ઘણી; સ્તુતિ કરે તે સ્વામીતણી; નવ ખાધું નવ પીધું તહીં; સત પડી ને સુતાં જઇ. મુખે નથી બોલતો લગાર; સાં-ભળ્યો વજીરતણો કુમાર, નારી કાલાવાલા કરે, બરાસ સજ મનમાં નવ ધરે. તે વળગવા જાય જ્યાહરે, છ છેડો કાઢે ત્યાહરે; એમ કરતાં મધરાતજ ગઈ, નારી તો નિદ્રા વશ થઇ ત્યારે બરાસે વિચાર્યું મન, હવે તે ઉંઘી સ્ત્રી-જન; દોરડું બારિયે બાંધ્યું સાર, ત્યાંથી નીકળી નાઠો બહાર. દરવાજા પાસે આવ્યો સહિ, ત્હારે દરવાજે બી-ડેલો તહીં; છાનોમાનો બેઠો તે ઠાર,તે દરવાજે નીકળ્યો બહાર. વળી લીધો છે ફકીરનો વેષ; રહણુ કરેછે દેશોદે-શ; મનમાં એમ કર્યો વિચાર, મળી જાય વજીરનો કુમાર. એમ વિચારી ફરતો ફરે, વજીર સુતને મનમાં ધરે; મળે મુજને મિત્ર સાક્ષાત, તો સુખ દુખની કરીએ

વાત. એમ વિચારી ચાલ્યા જાય, જુવે નહીં ડુંગરને ગુફાય; એ વાત એટલેથી રહી, કસ્તુરાવતીની શીગત થઇ.

દોહરો—નારી નિંદ્રાવશ થઇ; રહી પાછલી રાત; સ્વપ્ન થયું તે નારને, તે કહું વિસ્તારી વાત. જાણે સ્વામી રીસાઇ ગયા, બાંધી અંગ હથીયાર; ત્યારે કાલા વાલા કરે ઘણા, તોય માને નહીં ભરથાર. સ્વામી કહે હું કંથ નહિ, તું નહિં મ્હારી નાર; તરછોડી નાંખીનારને; નાઠો ત્યાંથી ભરથાર નારી છેડે વળગી પડી, ન જાશો મ્હારા ભરથાર, રોઇને ઘણું કળકળી, એટલે ઝબકી ઉઠી નાર. સ્વામી દીઠા નહિં સ્હેજમાં, પડી પેટમાંફાળ; મુર્છાગત થઇ નારી પડી, હવે આણું મ્હારો કાળ. શીષ કુટે ને હૈયું હણે, તોડે માથાના કેશ; હાય હવે હું શું કરૂં, કંથ મેલી ચાલ્યો પરદેશ.

ઢાળ ઉદાશી—કસ્તુરાવતી ઘણું ટળવળે, મેહેલની મોઝાર; તદન નિરાશ મુજને કરી; એમ ન ઘટે મુજ ભરથાર. આવી વાત મેં શાને કરી, જેથી સ્વામીને લાગ્યું માઠું રે; એ રીસ ચઢાવી નાશી ગયા, એ દુઃખે પંડ પાડું રે. એકવાર સમુદ્રમાં પડી; ત્યાંથી પ્રભુએ લીધીઉગારી; વળી ભોગ અધુરા હતા, જે મેં વાત એવી કહાડીરે. એ કુમળા માહરા કંથજી, જુએ રાંકડી સામું રે; અલ્પ અપરાધ માટે તજી ગયા છે, મહા કષ્ટ તેથી પામું રે. ત્ર-

છુટે પ્રાણજીવન માહરા,આમ તજી જાવું રે;જો મુજનેકહી ગયા હોત તો, હું પણ પાછળ આવું રે. મેં જાણ્યું જે હાંસી કરૂં છું, હાંસીમાં થઇ હાનીરે; અરે પાપી માહરા પ્રાણીયા,કેમ બેસી રહ્યા ઘટમાં અધાપિરે.એ કપુરાવંતી મુજ માવડી,ઓ કપુરસેન તાતરે;ઓ કોસંબી દેશના રાજીયા, બરાસ તે માહરો નાથરે. પેલે ભવ તરછોડેથી; હંસતણો અવતાર; આ ભવ તરછોડી ગયા છો,માહરા પ્રાણજીવન આધારરે. હે મભુ હું કોની ને કોણ તણી, માહરૂં હેડું કોણરે; તમ વિના નિશ્ચે મરૂં, કહાડું કહો તો પ્રાણરે.જો સંતાયા હો તો છતા પડો,હવે નથીરહેતી ધીરરે; પ્રાણજીવન પ્રાણ જશે,એમ કહીને ભરતિ નીરરે. પેલે ભવે કર્મ સો કર્યા,કાંઇ ધાવતાં છોડાવ્યાં બાળરે; કે કાંઇ વિશ્વાસઘાત કરી; તોડી સરોવર પાળરે. કે બ્રાહ્મણની નિંદા કરી, કે કર્યા કન્યાવિક્રયરે; કે કુડાં ચડાવ્યાં આળ, કે ગાયોને દીધી ગાળ.એમ કરે વિલાપ કામની, ભામિની ચોદેશ ભાખેરે;મેલીલેલી જુવે પેહેલી, બળતાને કાં બાળેરે. પછે ભયભિત થઈ, મન વિચારે વાતરે; હવે મળવું નહિ થાય નાથજી, માટે કરૂં દેહની ઘાતરે. પછે કેશતણો ફાંસો ઘાલ્યો,વળી વિચાર્યું મનરે; એમ જીવ કાઢે સિધી નથી,માટે ખોળું મુજ ભરથારરે.

ચોપાઇ—પછે વિચાર્યું મનમાં સાર; રડે જડે નહિ મળે

ભરથાર; માટે ધીરજ રાખું મન, ખોળવાને કરૂં ઉદ્યમ. પાછલી રાત્રી જ્યારે થઇ, લીધો પુરૂષનો વેષજ સહી; સુંદર શોભે તેની કાય, જાણે કોઇ પૃથ્વિનો રાય. જેના તેજથી સુરજ ઝંખવાય, પુરૂષ દેખે તે લજવાય; અશ્વ પાણીપંથો સજ કર્યો, તેપર સ્વારજ થઇ નીકળ્યો ત્યાંથી ચાલી રાતોરાત, કોઇએ ન ઓળખી સ્ત્રીની જાત; અશ્વ મારી મેલ્યો તહીં, કાંઇ નવ ગણે લેખામાંહી. ખેડખેડ કરતો જાય, દેશોદેશ જોતો જાય; દેશાટન કરતાં બહુદિન વહ્યા; પછે તેના શા ઉપાય થયા. એક સુબાહુ નામે રાજન, તેનો સુરભદ્ર નામે તન; તે મ્રગીયા રમવાને જાય; તે આવ્યો વનની માંહે ને માર્ગમાં જાય જેટલે, પેલો પણ માર્ગમાં મળ્યો તેટલે; તે વિચાર કરેછે મન, નખશીખ નિહાળું તેનુ તન. તેણે વિચાર કર્યો સર્વથી, એ નારી છે પણ નર નથી; પાસે જઇને ચર્ચા જોઉં; મારા મનનો સન્દેહ ખોઉં. એમ કહીને પાસે ગયો, પાસે જઇને બોલજ કહ્યો; ઘોડો લગભગ લીધો પાસ; મુખ થકી બોલ્યો ઉલ્લાસ. કોણ રાજાતણા કુમાર, પ્રાક્રમદીસે છે અપરંપાર. એકાએક એકલાછો જાત, સાથી સંગાતી નથી કોઇ પાસ. તેણે પણ જુહાર કીધો સહી, પછી મુખથી વાણી કહી; તમો પણ ક્ષત્રીના તન, કેમ એકલા આવ્યા વન. કસ્તુરાવતી નગરી તે સાર; તીહાંતણા અમો

રહેનાર; કામસેનછે માહરૂં નામ,આવ્યા મરગીયા રમવા કામ. ભુલા પડયા તે વનમાં ભમ્યા, દુઃખ બહુ દેહમાં ખમ્યા; ત્યારે બોલ્યો વીરભદ્ર રાજન; હતો કપુરસેનનો તન. આ સમીપે નગરી છે સાર; તીહાં પધારશે રાજકુમાર; થાક ખાઓ ને સુખીયા થાઓ,દિવસ એક રહિને જાઓ.તારે કામસેને વિચારી પેર;ગયો તેનીસંગાથે ઘેર.

દોહરો–ઘેર લાવ્યો ગુણનિધી; વપુએ વિચારી વાત; જેઉ ચર્ચા એહની; જે થાય દિવસ ને રાત. જો સ્ત્રી ઠરશે નિશ્ચે રહી,રાખીશ ઘરમાં નાર;ભોગવીશ ભામીની આપથી, મન વિચાર્યું તે ઠાર. રાત દિવસ ચર્ચા જુવે; ચાકરી કરે અપાર; પણ પલક એક પકડાય નહિ; નાવે સમજણ નાર. ત્યારે વીરભદ્ર એમ બોલીયા; સાંભળ કામસેન મુજ મિત્ર; એક ગુપ્ત વાત તમને કહું; તું છે પરમ પવિત્ર. નાર છે સુંદર અતિ ઘણી;મુજમાનોતીછે સાર; મારે તન મન જુદું નથી, પ્રીતછે અપરંપાર તેણે મુજને દેહ સોંપી, તનમન મારી પાસ; તે ભામીનીને હું ભોગવું; કરૂં છું રંગવિલાસ.હવે તમે મારા મિત્ર થયા, વળી છીએ એક જાત; માટે તમારી આગળે; ભાગી મનની ભ્રાંત. એક મીજબાની કરીએ સહી;મારી વાડી માંહે; તે નારી પણ આજે આવશે; તમો જરૂર આવજો ત્યાંહ. ત્યાં ખાનપાન કરીએ બેઉ જણા; આ-

પણે ભોગવીયે નાર;.મિત્ર માટે તમને કહું; બીજાને કહુ ન લગાર. સરખે સરખા બે જણા; માટે કહી મેં વાત; એ સ્ત્રી રંભાછે સહી, આપણેરમીશું આખી રાત. વળી કોઇ જાણે નહિ, એવું કરીશું કામ; માટે બે ઘડી રાત જશે તીહાં, જરૂર આવજો તે ઠામ. ત્યારે કસ્તુરાવતીએ વિચારીયું,એ કરે સર્વ મુજ કામ; કાંઇ બુદ્ધિ લગાડુ આ સામે, રાખું માહરી લાજ, પછી બુદ્ધિ વિચારી બોલીયો, સુણ વિરભદ્ર રાજન; વાત તમારી સાંભળી; ઘણું હરખ્યું મુજ મન. કારણ મારા મનતણું, સાંભળો વૃત્તાંત; તમે મારા મિત્ર છો, માટે ભાગું તમારી ભ્રાંત.

ચોપાઇ—એકવાર તે સમે શું થયું, તે તમ આગળ માંડીને કહું; હું ને મારો મિત્રજ સાર; નીકળ્યાતા મૃગીયાયે બહાર. હરણ બહુ દેતાંતાં ફાળ; અમે બે હુંતે આણ્યો પશુનો કાળ; એટલામાં શું કઉતક થયુ, અરે મિત્ર તમમે શું કહુ.એક મૃગમૃગલી બે જણાં,રહેનારા વનજતણાં,ને નરનારીને સ્નેહજ ત્રણો, દિવસે વિહાર કરે તેતણો. અમને તેનું નહોતું ભાન, મેં અજાણે મારયું બાણ; તે મૃગને તે વાગ્યું જઇ, રંગમાંભંગ પ-ડયોછે તહીં, તે મૃગના તો નીકળ્યા પ્રાણ, હું પાસે ગયો નિરવાણ; મૃગલી બેઠી કરે રૂદન,પછી ક્રોધે બોલી વચન, ધિક ધિક કહ્યું તે વાર, કહ્યું રાજા તને ધિક્કાર;

તેં રંગમાં ભંગ કીધો સહી, હવે તું જીવવાનો નહિ.
એવો વિહાર કર્યો તે ઠાર, તેટલામાં માર્યો ભરથાર;
પુરૂષ સંગ કરવા દીધો અજાણ, અધવચ લીધો મૃગનો
પ્રાણ. તે માટે શ્રાપ દેઊ છું અમો, ચેતવું હોય તો ચે-
તજો તમો; તુમે સ્રીસંગ કરશો જ્યાહરે, અધવચમાં
મરશો ત્યાહરે.પુરો સંગ થવાનો નથી,અધવચ પ્રાણ જશે
સર્વથી; આવી કહી મૃગલીએ વાત, થરથર કંપ્યાં
મારાં ગાત્ર. મેં રાખી મ્હારા મનમાં ધીર, નેત્રેથી વ-
હ્યાં બહુ નીર; કાલાવાલા કર્યા મેં ઘણા, વિનય કર્યો
તે મૃગલીતણા.મારી નારી ચતુરસુજાણ,મુજને જાણે તન
મન પ્રાણ હજીતો ઇચ્છા મનમાં રહી; ભોગ પુરા ભો-
ગવ્યા નહીં;ત્યાં નારીને મન આરતઘણી. ભોગવિલાસ
ભોગવવા તણી,તેની પુરી પડી નહીં આશ, હવે ભોગવુ
તો થાય નાશ. મેં અજાણે કરી વાત,જાણયાવિના કીધી
ઘાત; માટે ક્ષમા કરો સર્વથી, એવો શ્રાપ દેવો ઘટનો
નથી ત્યારે તેહને આવી દયા.એવા દીલના બોલજ કહ્યા;
કહ્યું જે સ્રી ભોગવજો આપ,ને શ્રાપ મેં કીધો માફ.તમે
પરસ્રી સંગ કરશો જ્યાહરે; નિશ્ચે ત્યાં મરશો ત્યાહરે;
એહવું કહીને મૃગલી ગઇ; માહરા જીવને શાંતી થઇ.
એવો શ્રાપ મુજમાથે સહી, માટે પરસ્રી સંગ થાયેનહીં.
તમેતો દહોછો સુખને કાજ, પણ મ્હારૂં મોત લખ્યું આ

જ માટે સુખે રમજો તમો, તેના સાથે નહી રમીએ અમો, અમથો તો ત્યાં નહીં અશાય, એવું કહી સમજાવ્યા રાય. તે પણ માન્યું સાચું સહી, એ વાત કાંઈ જુઠી નહિ. હવે પ્રપંચ કરૂં હું સાર, એ નિશ્ચે કરવો નિર્ધાર એમ વિચારી વિરભદ્ર ગયો, પછી કામસેનને અંદેશો થયો, રખે વિચારી કાંઈ ચહાતો હોય; ચર્ચા મ્હારી નિશ્ચે જોય. માટે અહીંયાં રહેવું નહીં, એવું વિચાર્યું કામસેને તહીં. રાતોરાત ત્યાંથી પરવર્યો. વળી અઘોર વનમાં નીસર્યો. દુર મજલ તે ચાલ્યો જાય. કાંઈને આગે નહીં લેખા માંહે; એમ દિવસ ઘણા ગયા વહી; એક નગર આવ્યું છે તહીં.

દોહરા—એક નગર રળીઆમણું, જાણે ઉગ્યો ભાણ; તે નગરમાં કુંવર ગયો, જે કપુરસેનનો તન. ઉતર્યો જઈને વાડીએ, અશ્વ બાંધ્યો ને વૃક્ષ; શોભે નકેત્તન તેહ તણી, જોયા કરે સહુ ચક્ષ. સુતા સોડ તાણી સહી; નિદ્રાવશ થઈ દેહ; એટલે માલણ વાડી તણી, વાડીમાં આવીછે તેહ. સુતો દીઠો તે જનને માલણ વિસ્મે થાય; તે પાસે આવિ જેટલે, એટલે ઝબકી બેઠો થાય; ત્યારે માલણ કરજોડી કરી, વિનયથી બોલી વાણ. તમે કોણ દેશના અધિપતિ; કોણતણાછો તન; ક્યાંથી આવ્યા ને ક્યાં જશો, આ નગરમાં શું છે કામ. બાળે વેશમાં બહાર નીસર્યા, શું છે તમારૂં નામ; ત્યારે રાજકુંવર કહે

માલણી, સુણ મારા મનની વાત. કપુરસેન નગરિનો અધિપતી, કપુરસેન મુજ તાત, કામસેન નામ અમતણું તે સંગીયાએ નીકળ્યા બહાર, અમે મહા વનમાં ભુલા પડ્યા. તે આવી પોતા આ ઠાર. હું તને પુછું માલણી;આ નગરનું શું છે નામ; રાજા એનો કોણ છે, સુખ દુઃખ કેવાં છે ગામ. રાજાને પરિવારછે; કેવાં સુખ દુઃખ હાણ; તે સહુ અમને કહો રહિ. સંભળાવો સાચી વાણ. ત્યારે માલણ કહે રાજા સુણો, તે કહું સઘળું વ્રત્તાંત; તમો મંદીર આવો માહરે, તો ભાગું મનની ભ્રાંત. રાજકુંવર એવું સાંભળી, મનમાં થયો મગ્ન ત્યાંથી પોતે ચાલીઓ, આવ્યો માલણને ભુવન.માલણ હેત ધરે ઘણું, જાણે પેટનો તન. ત્યારે રાજકુંવર કહે માલણી, કહું માહરા મનની વાત. આ નગર દિસે રળીયામણું, એહનો કોણ છે રાજાય; સુખ દુઃખ કેવું છે શહેરમાં; સાચી કહો વાર્તાય. ત્યારે માલણ કહે સુણો અધિપતી. આ નગરનું વર્ણન; તે તહમને પ્રીતે કહું; તે સાંભળો રાજન હવે માલણ કહે સુણો રાયજી;તે નગરની શોભાય; સુખદુઃખને હાણ વરધ, કહું સર્વે વાર્તાય.

ચોપાઇ—ત્યારે માલણ કહે સાંભળરે રાય, આ ચંદાવતી નગરી કહેવાય; ચંદ્રસેન રાજાનું નામ, ચંદનાવતી નારી અભિધાન; એક ચંદ્રમુખી કન્યા

સહી; એના સરખી બીજી નહી. ઘેરઘેર સદાવ્રત હરી કથાય; પુત્રની પેરે પાળે પ્રજાય; પ્રધાન પણ સુબુધી સહિ; એમ વાત રાજાની કહી; રાજકુંવર કહે માલણ માય.મુજને એક કહો વારતાય તારે માલણ કહે સાંભળરેરાય; તે કુંવરી રૂપની છે રંભાય; ભણીગણીને ડાહી ઘણી, શી શોભા કહું કુંવરીતણી;રાજા તેને પરણાવા કરે, ત્યારે કુંવરી ના ઓચરે; મારા મનમાં પણજ કરૂં; મન માને તે સાથે વરૂં; સમશા મારી પુરશે જેહ; અમોવર વરીશું તેહ; તે શું જાણે એ સમશાય. એવી હઠ ધરી મનમાંય.કોઇથી આ અર્થ થતો નથી માટે કન્યા કુંવારી સર્વથી, અર્થ કરનારો મળે જાહરે; ને કન્યા વરશે તાહરે એવી સાંભળી માલણની વાત;ત્યારે બોલ્યો તેની સાથ; કુંવરીએ શમશા કીધી હશે જેહ; નિશ્ચે અર્થ કરીશું તેહ. પણ એક મુજન બાધા જાણ. પરણું નહિ નિર્વાણ; શમશા એના મનની કહું,પણએ કન્યા હુંના લેઉ.એ મન ધરતી હશે અહંકાર.જે પ્રથ્વીમાં નથીકોઇ કહેનાર, માટે એના મનનો મટાડું મોડ; શમશા કહીને જતુ હોઉ.પરણ્યાની તો કહું છું નાય,એવું હોય તોકહું શમશાય ત્યારે માલણ બોલી ત્યાંય; તમ વચનથી તો હું જાઉં; કુંવરી પાસે વધામણી ખાઉં. એવું કહીને ચાલી નાર.તે કુંવરીકેરા મહેલ મોજાર;જઇ ચંદ્રમુખી-

ને કર્યા પ્રણામ;મને આપોકાંઇક ઇનામ.કપુરસમાવતી નગરી કહેવાય; તેનો કપુરસેન રાજાય; તેનો કામસેન નામે તન; તે આવ્યા મારે ભોવન. તેણે મને પુછ્યું વૃતાંત; ભાગી મહારા મનની ભ્રાંત; એ કુંવર કહે શામશા કહુ સહી;પણ કન્યા મારે પરણવી નહીં.

દોહરો—માલણ કહે સુણ કુંવરી; સાચી કહીએ પેર; શામશા તારી પુરશે સહિ; ને ઉતર્યો મારે ઘેર; તે ચંદ્રમુખીએ સાંભળ્યું; માલણના મુખની વાણ; કુંવર તે વ્યાકુળ થઇ. તલપવા માંડ્યો પ્રાણ. સાંભળ માલણ માનુની; મુને થઇ હાંસીને હાણ; હઇએ ધિરજ રહેતી નથી; જઇ વળગ્યો ત્યાં પ્રાણ વળી ચિંતા એક ઉપની, ચીત્તમાં ધીરજ ન રહે કાંય; શામશા એ કહેશે ખરી. પરણવાની ના કેમ કહેવાય. મેં પણ તે માટે કર્યું; જે કોઇ ચતુરસુજાણ;ને શામશા પુરશે માહરી, તેને ગ્રહીશું પ્રાણ. તે મીથ્યા થઇ ગયું માહરૂં.હવે શું કરશેકિરતાર નિમિત માત્ર શામશા કરી;એવી ચાતુરી ભરથાર;વિચાર્યું વાએ ગયું; માલણે શી કરી પેર; વળીરૂપ વર્ણવ્યું તેહણું; વળી પ્રાક્રમે ઘણું જોર.તેથી જીવ રહેતો નથી; હવે મનમાં બહુ પસ્તાય. હવે શું કરૂંને શું થશે; હવે ક્યાં જાઉં હુંય; એવો બીજો નર મુને મળે; રૂપગુણનો ભંડાર; રૂપ હશે તાંહાં ગુણ હશે; ગુણ તહા રૂપ નહિ

લગાર; પછી મંદીરમાં ગઇ માનની કાવો મન વિચાર પત્ર લખ્યો એક પ્રીતથી ચતુરાઇથી નિર્ધાર.

ચોપાઇ—એમ પત્ર લખ્યો તેવાર; ઘરમાંથી આવી તે બહાર; માલણને કહેજો તમો; આ પત્ર આપુછું અમો; પ્રતી ઉતર એના લાવજો; વધામણા વળી કહાવજો; વળી મારા કહેજો પ્રણામ; કહિએ કુંવરિએ તમારે નામ. એમ કહિને છાની રહિ; માલણ પોતિકે મંદીર ગઇ; કુંવરિને કહ્યા સમાચાર; કુંવરીએ કર્યા જુહાર. કહિ કુંવરને સંભળી વાત, પત્ર હતોતે આપ્યો હાથ; તે વાંચો એકાંતે જઇ, ચિંતા આદકી મનમાં થઇ. વિનતાએ કયું છે પરણવા કાજ; હવે મ્હારી કેમ રહેશે લાજ; શામશાનીહા કહેવરાવવી સહિ; તેથી પસ્તાયો હું રહિ; હવે શો કરૂં ઉપાય; પ્રતિઉતર શો લખુ તાંય; પછે મન વિચારી ચતુરસુજાણ, પત્ર એક લખ્યા નિરધાર.

છપ્પો—સાંભળ ચંદ્રમુખિ નાર; સારબુદ્ધિ છે તારી; મારે પણ મોટું કેણ; વાત માનજે તું મારી; મેં પરણવાના લીધા સમ; કેમ હું પરણું પ્રથમ; કહુ શામશાની અર્થ; એછે મારો નિયમ; માટે શામશા વાત પ્રથમ કરી; પરણવાની વાત પછે સહિ; સામળ કહે રે હુ સાંભળો; આ પ્રતી ઉત્તર લખ્યો તહિ.

ચોપાઇ—સાંભળ નારી તું મારીવાત, મેં સાચો અ-

સાર કહ્યો તુજ સાથ; પરણ્યાની ઘેર કીધી વાત; તેસારૂ મુકી આવ્યો માતને તાત. પ્રથમ અર્થ શમશાનો પુરૂ; પછીથી હું પંથે પરવરૂ; માટે તારા બાપને કરતું જાણ; અર્થ આવી કરૂં પ્રમાણ તારૂં ભાગ્ય મોટું છે નાર; વળી આવી મળશે ભરથાર; અમારા ઉપરથી મન પરહરો; ધ્યાન અતિશે મન ન ધરો. જોઉ શમશા ને શી ચરી તે જાણ કરોને વેગે કરી; બીજી વાત કરજે સહિ, પ્રથમ સમશા પુછો અહીં, એવી રીતે લખ્યો પત્ર, માલણ હાથ માં આપ્યો તરત માલણ ત્યાંથી વેગે ગઇ, જઇ કુંવરી પાસે ઉભી રહી, પછે અંદેશો કીધો મન સહી, હર એ નર આવ્યો જાયે કહીં.

દોહરા—ચંદ્રમુખી ચતુર છે ઘણી, વિચાર્યું મન સાથ; પ્રથમ શમશા પુછીએ; પછે પરણવાની વાત. ધીમે ધીમે ઠરાવતાં, ધીમે સબ કુછ હોય; માળી સીંચે સો ઘણું; પણ રૂત બીન ફળ ન હોય. પ્રથમ તેડાવું મોહોલમાં. કરૂ તાતને જાણ; જોઉ ચતુર છે કે મુરખ છે; પછે પરણું નીરવાણ; એમ વિચાર પોને કર્યો; તેડી પાસે દાસ; તેને વાત વિગત સર્વે કહી; મોકલી રાજાને પાસ. તમો કહેતો રાયજી, ખરૂ કરૂ મુજ મન; માળી મંદીર આવીયો; કોઇ રાજ કેરો તન. તે કહે અર્થ અમો કહ્યુ, માટે આગ્યા આપો તાત; એને મેહેલમાં તેડી કરી, હું પુછું મારી વાત. સા-

જા સાંભળી ખુશી થયો;કહી દાશીને પેર; કુંવરીને કહો સુખે તેડી કરો, એ વાત રાજાને ઘેર. મન માને તુજ દિકરી, તો પરણજો એની સાથ; એ વાતમાં રાજીપણાં; એવું કહાવિયું તાત. દાશીએ આવી કહી. ચંદ્રમુખીને વાણ, તેડો કુંવરને તમો; કહાવ્યું છે રાજન, માટે પ્રસન્ન થઇ તે પ્રેમદા માલણ તેડાવી તરત;રાજકુંવરને મોકલો. જે આવ્યોછે મહીપત્ય.માલણ ત્યાંથી પરવરી; કહી રાજાને પેર;ચંદ્રમુખી કુંવરી રાયની,તે તેડે તન રે ઘેર. અર્થ પુછે શમશા તણો, મનાવો તેનું મન કન્યા પરણો કોડામણી, જેવી રૂપ રતન.

ચોપાઇ—નેત્રઉઘાડી જુવે રૂષિરાય,કોણછેરે માનવીઆંય;કેમતું અહીં આવીયો,તપભંગ કરવા લાગીઓ,ત્યારે બોલ્યો દીન વચન.એ કસુંબાનગરીનો રાજન;તેનો સુત બરાસ કહેવાય. તે આવ્યો પગે લાગવાય.તમ દર્શનનો બહેલો છું રાય; પરણ્યો કસ્તુરાવતીકન્યાય; તમપ્રતાપે આવ્યો અહી,ક્ષમા કરો વાંક મારો સહી,એમ કહીને લાગ્યો પાય,છું અપરાધી તારો રાય; રૂષીએ દિધો આશીર્વાદ; ધન્ય પુત્ર તારૂં ભાગ્ય. એમ કહીને મુકયો હાથ, લીધી કસુંબા કેરી વાટ; આવ્યા ગાંદરે મુકામજ કર્યા, સૌને મનડે હરખજ ભર્યા ચીત્રસેન જુવે છે વાટ, પુત્ર ના આવ્યો હજુ શા માટ; માટ આવી એમજ ભાખે,

અરાસ આવ્યો છે તમ તણો, નાહાલ કર્યો રાજાએ જે-ટલે, રાજા સભાથી ઉઠયો તેટલે; હરખ ભરી સૌ મળવા જાય. ઉલાસ આણીને મનમાંય.

દોહરા—રાજા આસનથી ઉછળ્યો, પ્રભાવતી સામી જાય કુંવર આવ્યો જાણીકરી, મનમાં હરખ નમાય. ચીત્રસેન જાય તેડવા, પાછળ પ્રભાવતી માય, તે પુઠે ભેટયા જઇ; રૈયત રંકને રાય. રાજા આવતો જાણીને; પુત્ર પગે પળાય, બેઉનાં હૈડાં હરખીઆં; પુત્ર લાગ્યો પાય. રાજા બીજા સૌ મળ્યા; ખોળે લીધો કુમાર; ફરીફરી મુખ નિહાળીયું; ચીત્રસેન ભુપાળ. પછે આવ્યા નગરમાં; સાથે સૌસેનાય; રૈયત હરખ અતિઘણો; મનમાં સૌ હરખાય; સભા ભરી સીંહાસને; બેઠા તાતન તન; વીગત વાત માંડી કહી; જે વીત્યુતુ વન; તમ પ્રતાપે આવીયો; માતને લાગ્યો પાય; કસ્તુરાવતી સ્ત્રી લાવીયો; તમ પ્રતાપે માય. ખાઓપીઓખુશી કરો ટળ્યા વહાલાંના વિજોગ. બાર વરસે મળ્યા સહી; ભોગવે અતિશે ભોગ શામળભટે વર્ણવ્યું; અરાસ કસ્તુરી જોડ; સા કરજોડી ત્યાં ભણે; જેજે શ્રી રણછોડ; ગાય શીખેને સાંભળે; મનતણો ભાગે સેહ; વિજોગ ભાગે વાલાં તણો; એમ શાસ્ત્ર બોલે વેદ.

સમાસ.

# જાહેર ખબર.

સરકારી નિશાળના અનુભવી ગ્રેજ્યુએટ શિક્ષકના હાથથી આવી જાતનું કોઈપણ પુસ્તક લખાયું હોય તો તે ફક્ત આજ છે.

## ધી ગાઈડ ટુ ઈંગ્લીશ ટીચર.

પોતાની મેળે ઘેર બેઠા વગર માસ્તરે થોડા વખતમાં અને થોડી મહેનતમાં રિતસર અંગ્રેજી શિખવું હોય તો ધી ગાઈડ ટુ ઈંગ્લીશ ટીચર જરૂર ખરીદજો. અક્ષર જ્ઞાન તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં, વાંચતાં શીખવા સારૂં આ પુસ્તક ઘણુંજ ઉમદા સાધન છે. આ પુસ્તકની અંદર દરેક વિષયની સમજ, એવી સાદી અને સરળ રીતે આપવામાં આવી છે કે, ગમે તેવા શિખાઉ માણસને પણ સમજતા જરાએ મહેનત પડતી નથી. બીજાઓની માફક આ પુસ્તકના જુદા જુદા ભાગો કર્યા નથી પણ એકજ પુસ્તકની અંદર જરાએ જરા ઉપયોગી બાબતોનો સમાવેશ ઘણીજ બાહોશીથી કરવામાં આવ્યો છે. વધુ તારીફ ન કરતાં એક વાર ચોપડી મંગાવી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ. કી. રૂ. ૧॥ પોસ્ટેજ માફ.

બીજી કોઈપણ જાતની ચોપડી જોઈતી હોય તો એક આનાની ટીકીટ બીડી અમારૂં મ્હોટું સુચીપત્ર મંગાવો.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.
ઠે. રીચીરોડ—અમદાવાદ.